





# जैन सुबोध भ

દાન, દયા, શિયળ, ભક્તિ, વિગેરે
ભરપુર કામલતા અને કન્યાવિક્ર



છપાવી પ્રસિદ્ધ કર
શ્રીભોવનદાસ રૂગનાથદ
આકાશેઠના કુવાની પોળ–અ

આવૃત્તિ ૨ જી.          પ્રત
સંવત ૧૯૭૯.           સ

કિંમત પાંચ આના.

શ્રી "આદર્શ" પ્રિન્ટીંગ
શાહ વાડીલાલ ડાહ્યાભાઇ પ
પાંચકુવા, નવા દરવાજા–અમદ





# जैन सुबोध भक्तिमाळा.

દાન, દયા, શિયળ, ભક્તિ, વિગેરે સદ્ગુણો જ્ઞાન વૈરાગ્યથી
ભરપુર કામલત્તા અને કન્યાવિક્રયનો આબેહુબ ચિતાર.

છપાવી પ્રસિદ્ધ કરનાર.

**શ્રીભોવનદાસ રૂગનાથદાસ શાહ.**

આકાશેઠના કુવાની પોળ-અમદાવાદ.

આવૃત્તિ ૨ જી.    પ્રત ૧૨૦૦

સંવત ૧૯૭૭.    સને ૧૯૨૧.

કિમ્મત પાંચ આના.

શ્રી "આદર્શ" પ્રિન્ટીંગ પ્રેસમાં

**શાહ મણીલાલ [illegible] પંડિતે છાપ્યું.**

પાંચકુવા, નવા દરવાજા-અમદાવાદ.

તત્ત્વજ્ઞાનના અભિલાષી શું વાંચશો !!!

# પ્રકરણ સંગ્રહ. ( પચીસ થોકડા )

સૂત્રના જાણપણા માટે ઉપરના થોકડા દરેક જૈનને અવશ્ય ઉપયોગી અને તેની માગણી વિશેષ હોવાથી ઘણાજ સુધારા વધારા સાથે શાસ્ત્રી લીપી પ્રથમ છપાએલ તેવાજ મોટા ટાઇપમાં પાનારૂપે છપાઇ બહાર પડેલ છે. કિમ્મત બે રૂપિયા પાકા પુંઠાનાં બે રૂપૈયા ચાર આના પડશે.

જૈન સુબોધ ભક્તિમાળા આવૃત્તિ બીજી ઘણાજ સુધારા વધારા સાથે ગુજરાતિમાં બહાર પડેલ છે કિમ્મત ૦—૪

ઉપાસક દસા સૂત્ર—ભગવાનની ઉપાસના કરનાર દશ શ્રાવકનો અધિકાર મુળ અર્થ ભાવાર્થ સહિત છપાય છે. ઉપરના તેમજ દરેક પુસ્તક નિચેના શીરનામે મળશે.

ત્રીભોવનદાસ રૂગનાથદાસ શાહ—અમદાવાદ.

બાલાભાઇ છગનલાલ શાહ—અમદાવાદ.

જૈન સ્થાનકવાસી વિદ્યાલય,

સી. પી. ટેંક રોડ, નં. ૫૩-૫૭, મુંબાઇ.

# અર્પણ પત્રિકા.



માનવંતા ડૉકટર સાહેબ,

જીવરાજભાઇ ઘેલાભાઇ દોશી.
L. M. & S.

મુ. અમદાવાદ.

---

આપની સ્વધર્મ પરાયણતા, વિદ્વતા જનસમાજ પ્રત્યે પ્રેમ ભાવની લાગણી, પ્રભુપર શ્રદ્ધા: એવા અનેક ઉત્તમ ગુણોએ સદાને માટે આપના હૃદયમાં વાસ કર્યો છે; તેમજ આપની નિર્મળ મનોવૃત્તિ ધર્મના ઉદ્યોતકારી કામમા હમેશાં સંલગ્ન થએલી છે; વિગેરે સંતોષકારક રીતિ નીતિથી પ્રીતિ પામી, આ લઘુ પુસ્તક અમો અતિ પ્રેમ પૂર્વક આપને અર્પણ કરી આનંદ પામીએ છીએ.

લી. આપના શુભેચ્છક.

ત્રીભોવનદાસ ફગનાથદાસ શાહ.

બાલાભાઈ છગનલાલ શાહ.

# પ્રસ્તાવના.



પ્રિય બંધુઓ ! આપણે આ જૈન ધર્મ મહા પુન્યના ઉદયથી પામ્યા છીએ; તો તે પામીને વિચાર કરવો કે જન્મ મરણનો ફેરો શાથી મટે! કેમ મટતો નથી ! આ એક વિચાર કરવા યોગ્ય વાત છે. ! તો તે બાબતનું સમાધાન કરવા માટે આ પુસ્તકમાં દાન, દયા, શિયળ વિગેરે સદ્‌ગુણો જ્ઞાન વૈરાગ્યથી ભરપૂર એવી ખુબીથી ગોઠવવામાં આવ્યા છે કે, જેથી આત્મા કર્મ બંધનથી ચોખો થઇ કેવટ ભવાંતરમાં કર્મ રહિત થઇ મોક્ષ ગતીને પામે છે; તે બાબતનો આબેહુબ ચિતાર આપવામાં આવ્યો છે; કે જે વાંચવાંથી આનંદની લેહેરીઓ ફુટવાની સાથે અપૂર્વ જ્ઞાન પ્રાપ્ત થશે. વાંચકવર્ગ જેમ જેમ તેમાં પ્રવેશ કરતો જસે, તેમ તેમ તેની વૃત્તી પ્રફુલ્લીત થતી જશે. આખા પુસ્તકનો ખરો મર્મ ધ્યાનપર લેવાથી આત્મા કોમળ અને દયાથી યુકત થશે. માટે દરેક જૈન ભાઇઓએ જ્ઞાનની વૃદ્ધિ કરવા જૈન ધર્મ સંબંધી પુસ્તકો ગ્રહણ કરી વારંવાર મનન કરવું, કે જેથી સદ્‌બોધ પ્રાપ્ત થાય. આધુનીક સમયમાં ઘણા લોકોને રસીક એવા રાગ આ પુસ્તકમાં દાખલ કરવામાં આવેલ છે. આ પુસ્તકની બીજી આવૃતી સુધારવામાં દ્રષ્ટી દોષથી જે કાંઇ ભુલ ચુક રહી ગઇ હોય, તે સુધારી વાચવા કૃપાવંત થશો.

પ્રસિદ્ધ કરનાર,

**ત્રીભોવનદાસ રૂગનાથદાસ શાહ.**

**બાલાભાઇ છગનલાલ શાહ.**



जिनेश्वराय नमः

# જૈન સુબોધ ભક્તિમાળા.

## પ્રભુ સ્તુતિ.

### રાગ-ધનાશ્રી.

વિનતી ધરજો ધ્યાન, જીનપતિ વિનતી ધરજો ધ્યાન. ટેક.
ભવસાગરમાં ભુલા ભમીએ, નથી શુદ્ધ કે શાન. જીનપતિ
મોહ માયાએ અમપર કીધું, દુઃખકર છેક દબાણ. જીનપતિ
હાય હજારો કીધાં કુકર્મો, તેથી હાલ હેરાન. જીનપતિ
શાંતપણે નથી કીધું કદાપી, ભક્તિ રસનું પાન. જીનપતિ
કર ગ્રહો હવે કૃપા કરીને, ભક્ત વત્સલ ભગવાન. જીનપતિ

## સભા સમસ્તને જ્ઞાન અભ્યાસની સુચના વિષે.

### રાગ કલ્યાણ.

સભાસદો ભણી અર્જ મેં સુણી, લેજો ચિત્તમાં ગણીને
ભેદ આ સુણી.
દિનદિન પરતેં જ્ઞાન ઉચ્ચરતેં, ધરતે ધીરજ ધ્યાંન;

સદા ઉલાસી જ્ઞાન અભ્યાસી, થાસી વધતે વાંન. સભા. ૧
મનમાં હરખી સગવડ સરખી, નિરખી પરખી તાસ;
જ્ઞાન દાન ઉત્તેજન આપી, લેજો સહુ સાબાસ. સભા. ૨
ધન ધન શુભ દિન આજ સજજન નો, ધર્મ જ્ઞાન પહીચાણ;
નિજ મન સબ જન સાન સમજ કર, ધરો વચન થઇ જાણ. ૩
નિત નિત આવો જીન ગુણ ગાઓ, ચાહો જો સુખ ચહેન;
વિકટ જાળ જંજાળ જગતની, જાણોને સબ ફેન. સભા. ૪
સદ્‌ગુણ વધવા જ્ઞાન પંસરવા, ઊમેદચંદ્ર નિત આસ;
લેજો લેજો દેજો દેજો, જ્ઞાન દાન ઉલ્લાસ. સભા. ૫

---

## જૈનશાળા-વિષે.

### ભુજંગી છંદ.

સુણો જૈન બંધુ કહું શીખ સારી,
અરે અર્જ આ ઊરમાં લ્યો ઉતારી;
સદા સ્વર્ગનાં સુખનાં બીજ વાવો,
પુરા પ્રેમથી જૈનશાળા કરાવો. ૧
અરો તત્વ સુજ્ઞાન વિના ન જાણે,
શુભાશુભ કૃત્યો કહો કેમ માને;
તમે જન્મ એળે અરે શું ગુમાવો,
પુરા પ્રેમથી જૈનશાળા કરાવો. ૨
બધા બાળકોને બહુ બુદ્ધિ થાવા,

તથા તેહને ધર્મ શ્રદ્ધા કરાવા;
સહુ સાહુકારો ભણો ને ભણાવો,
પુરા પ્રેમથી જૈનશાળા કરાવો. ૩
મળ્યો પુન્ય યોગે મનુ જન્મ ભારી,
કહો કેમ તેની કરો છો ખુવારી;
વિચારી નરો વ્હેમમાં ના તણાઓ,
પુરા પ્રેમથી જૈનશાળા કરાવો. ૪
ખરે આપણી સ્થિતિ પૂર્વે હતી જે,
અરે આજ એમાંની લેશે નથી તે;
ભણી જ્ઞાન ને હકુ જુઠા સમાવો,
પુરા પ્રેમથી જૈનશાળા કરાવો. ૫
થઈ જે સ્થળે છે જહાં જૈનશાળા,
જુઓ ત્યાં તણા બાળકો જ્ઞાનવાળા;
તથાપી તમે કેમ ચિત્તે ન લાવો,
પુરા પ્રેમથી જૈનશાળા કરાવો. ૬
શ્રીમંતો વિનંતિ સુણી ચિત્ત ધારો,
તમે દીર્ઘ દૃષ્ટિથી ઊરમાં ઉતારો;
સ્વધર્મી જનો ને સુધારો સુધારો,
પુરા પ્રેમથી જૈનશાળા કરાવો. ૭
બહુ લાભકારી અરે વાત આ છે,
કર્યાથી પુરા પુન્યનો થોક થાશે;
અરે દ્રવ્યવાળા લહો શુભ લ્હાવો,
પુરા પ્રેમથી જૈનશાળા કરાવો. ૮

# આત્મ સ્તવન.

સુણો દીલ્લી તખ્ત ધરનાર—એ—રાહ—તાલ—લાવણી

જો જો આરે જગતના ખ્યાલ,મુરખ શું તું મોહી રહ્યોરે;
ધારી પ્યારી પણ તારી નથી નાર. મુરખ૦
બંધુ બેન પીતા પરિવાર. મુરખ૦
સહુ સ્વાર્થીઓ સંસાર. મુરખ૦
મારૂં મારૂં કરે છે તું ગમાર. મુરખ૦
તેમાં તારૂં નથી તલભાર, મુરખ૦
મળ્યો મનુષ્ય જન્મ મુશ્કેલ. મુરખ૦
કેમ ખોવે છે ખેલીને ખાલી ખેલ, મુરખ૦
છળ કપટ પ્રપંચ પડયા મેલ, મુરખ૦
ફંદી ફીતુરી તજી દે સહુ ફેલ, મુરખ૦
ઠાલી ઠોકરો ખાય છે સઠ ઠેઠ, મુરખ૦
તોય વાહાલી લાગે બેલ ને વેઠ, મુરખ૦
મુંઠ મુકી દે મમત્વ માથાકુટ, મુરખ૦
વિકાળ કાળ જાળમાંથી છુટ, મુરખ૦
એક જૈન ધર્મ જગ સાર, મુરખ૦
સેવ ઝવેર પામીશ ભવપાર, મુરખ૦

## શ્રી રૂષભદેવ સ્વામિનું સ્તવન.

માતા મારૂદેવીના નંદ, દેખી ત્હારી સુરતી મ્હારૂં ચીત
લોભાણું જી;
મ્હારૂં દીલ લોભાણું જી, દેખી ત્હારી સુરતી મ્હારૂં મન
લોભાણું જી—એ ટેક.

કરૂણા સાગર કરૂણા નાગર, કાયા કંચનવાન;
ધોરી લંછન પાઊલે કાંઈ, ધનુષ્ય પાંચસે માન માતા. ૧
ત્રીગડે બેસી ધર્મ કહંતા, સુણે પરખદા બાર,
જોજન ગામની વાણી મીઠી વરસંતી જલધાર. માતા. ૨
ઉર્વંશી રૂડી અપસરા ને, રામાછે, મન રંગ;
પાયે નેપુર રણઝણે, કાંઇ કરતી નાટારંભ. માતા. ૩
તુંહી બ્રહ્મા, તુંહી વિધાતા, તું જગ તારણહાર;
તુજ સરીખો નહી દેવ જગતમાં, અહવડીયા આધાર. માતા.૪
તુંહી ભ્રાતા તુંહી ત્રાતા, તુંહી જગતનો દેવ;
સુરનર કીન્નર વાસુદેવા, કરતા તુજ પદ સેવ. માતા.૫
સંઘ ચતુર્વિધ તીરથ કેરો, રાજા રૂષભ જીણંદ;
કીર્તિ કરે માણેકમુનિ તાહરી, ટાળો ભવના ફંદ માતા. ૬

# કોશ્યા અને સ્થૂલીભદ્રનો સંવાદ.

( રાગ—ભેખરે ઉતારો રાજા ભરથરી. )

કોશ્યા-વેશ જોઈ સ્વામી આપનો, લાગી તનઠામાં લાહ્યજી,
અણુધાર્યું સ્વામિ આ શું કર્યું, લાજે સુંદર કાયજી;
કોણ ધુતારે તમને ભોળવ્યા. ૧
આવી ખબર હોત તો, જાવા દેત નહી નાથજી;
છેતરી છેહ દીધો મને,પણ નહીં છોડું સાથજી. કોણ.૨
સ્થુલીભદ્ર-બોધ સુણી સુગુરૂતણો, લીધો સંજમ ભારજી,
માતપીતા પરિવાર. સહુ, જુઠો આળ પંપાળજી;
નથી ધુતારે મને ભોળવ્યો. ૩
એવું જાણી કોશ્યા સુંદરી, ધર્યો સાધુનો વેશજી;
આવ્યો ગુરૂની આજ્ઞા લઈ,દેવા તુને ઉપદેશજી. નથી.૪
કોશ્યા-કાલ સવારે ભેગા રહી, લીધા સુખ અપારજી,
તે મને બોધ દેવા આવીયા, જોગ ધરી આ વારજી;
જોગ સ્વામી અહિં નહી રહે. ૫
કપટ કરી મને છોડવા, આવ્યા તમે નિરધારજી;
પણ છોડું નહી કદી નાથજી, નથી નારી ગમારજી.જોગ.૬
સ્થુલીભદ્ર-છોડયા માત પિતા વળી, છોડયો સહુ પરીવારજી,
રીદ્ધિ સીદ્ધિ મેં તજી દીધી, માની સઘળું અસારજી;
છેટી રહી કરે વાત તું. ૭

જોગ ધર્યો અમે સાધુનો, છોડચો સઘળા નો પ્યારજી;
માત સમાન ગણું તને, સત્ય કહું નીરધારજી.છેટી. ૮
કોશ્યા-બાર વર્ષની પ્રીતડી, પળમાં તુટી ન જાયજી;
પસ્તાવો પાછળથી થશે; કહું લાગીને પાયજી.જોગ. ૯
નારી ચરિત્ર જોઇ નાથજી, તુરત છોડશો જોગજી;
માટે ચેતો પ્રથમ તુમે, પછી હસશે સહુ લોકજી. જો.૧૦
સ્થુલીભદ્ર-ચાળા જોઈ તારા સુંદરી, ડગું નહીં લગારજી;
કામશત્રુ મેં કબ્જ કર્યો, જાણી પાપ અપારજી. છેટી.૧૧
છેટી રહી ગમે તે કરે, મારા માટે ઉપાયજી;
પણ તારા સામું જોઉં નહિં, શાને કરે હાયહાયજી.છેટી૧૨
કોશ્યા-માછી પકડે છે જાળમાં, જળમાંથી જેમ મીનજી;
તેમ મારા નેત્રના બાણુથી, કરીશ તમને આધીનજી.જો.૧૩
ઢોંગ કરવા તજી દઇ, પ્રીતે ગ્રહો મુજ હાથજી;
કાળજુ કપાય છે માહરૂં, વચનો સૂણીને નાથજી. જોગ.૧૪
સ્થુલીભદ્ર-બાર વરસ તુજ આગળે, રહ્યો તુજ આવાસજી;
વિધવિધ સુખ મેં ભોગવ્યા, કીધા ભોગ વિલાસજી.
આશા તજીદે હવે માહરી. ૧૫
ત્યારે હતો અજ્ઞાન હું, હતો કામનો અંધજી;
પણ હવે તેરસ મેં તજ્યો, સુણી શાસ્ત્ર સબંધજી. આશા.૧૬
કોશ્યા-જ્ઞાની મુનિ ને ઋષિઓ, મોટા વિદ્વાન ભૂપજી,
તે પણ દાસ બની ગયા; જોઇ નારીનું રૂપજી.જોગ. ૧૭

સાધુપણું સ્વામિ નહિં રહે, મિથ્યા વદુ નહિ લેશજી.
દેખી નાટારંભ માહરો, તજશો સાધુનો વેશજી.જોગ.૧૮

સ્થુલીભદ્ર–વિધ વિધ ભૂષણો ધારીને, સજી રૂડા શણગારજી;
પ્રાણ કાઢી નાંખે તાહરો, કુદી કુદી આ ઠારજી.આશા.૧૯
તોપણ સામું જોઉં નહી, ગણું વિષ સમાનજી;
સૂર્ય ઉગે પશ્ચિમ કહી, તોપણ છોડું ન માંનજી આશા.૨૦

કોશ્યા–ભિન્નભિન્ન નાટક મેં કર્યા, સ્વામિ આપની પાશજી;
તોપણ સામું જોઈ તમે, પુરી નહી મન આશજી,
હાથ ગ્રહો હવે માહરો. ૨૧
હસ્ત જોડી હવે વિનવું, પ્યારા પ્રાણ જીવનજી,
બાર વરસની પ્રીતડી, યાદ કરો તમે મનજી. હાથ. ૨૨

સ્થુલિભદ્ર–ચેત ચેત કોશ્યા સુંદરી, શું કહું વારંવારજી,
આ સંસાર અસાર છે, નથી સાર લગારજી;
સાર્થક કરો હવે દેહનું. ૨૩
જન્મ ધરી સંસારમાં, નહી ઓળખ્યો ધર્મજી,
વિધ વિધ વૈભવ ભોગવ્યા, કીધાં ઘણાં કુ કર્મજી સાર્થક.૨૪
તે સહુ ભોગવવું પડે, મુઆ પછી તમામજી;
અધર્મિ પ્રાણીને મળે નહિં, શરણું કોઇ ઠામજી. સા.૨૫
સિંધુ રૂપી સંસારમાં, માનવ મીન રૂપ ધારજી;
જંજાળ જાળરૂપી ડગડગે, કાળરૂપી મચ્છીમારજી સા.૨૬

કોશ્યા–વિષય રસ વહાલો ગણી, કીધા ભોગ વિલાસજી,
ધર્મનાં કાર્ય કર્યો નહિ, રાખી ભોગની આશજી;
ઉદ્ધાર કરો મુની માહરો, ૨૭

વ્રત ચુકવવા આપનું, કીધાં નાચ ને ગાનજી;
છેડ કરી મુની આપની, બની છેક અજ્ઞાનજી. ઉ. ૨૮

બાર વરસ સુખ ભોગવ્યું, ખરચ્યા ખુબ દીનારજી,
તોએ હું તૃપ્ત થઇ નહિ, ધિક મુજ ધિકકારજી. ઉ. ૨૯
શ્રેય કરો મુનિવર માહરૂં, બતાવી શુભ જ્ઞાનજી,
ધન્ય ધન્ય છે આપને, દીસો મેરૂં સમાનજી; ઉ. ૩૦

સ્થુલીભદ્ર–છોડી મોહ સંસારનો, ધારો શીલવ્રત સારજી,
તો સુખશાંન્તિ સદા મળે, પામો ભવજલ પારજી. સા. ૩૧

કોશ્યા–ધન્ય મુનિવર આપને, ધન્ય સકડાળ તાતજી,
ધન્ય સંભુતિ વિજયમુનિ, ધન્ય લાછલદે માતજી;
મુક્ત કરી મોહજાળથી. ૩૨

સ્થુલીભદ્ર–આજ્ઞા દીઓ હવે મુજને, જાઉં મુજગુરૂ પાસજી,
ચોમાસું પુરૂં થયા પછી, સાધુ છંડે અવાસજી;
રૂડી રીતે શીયળવ્રત પાળજો. ૩૩

કોશ્યા–દર્શન આપજો મુજને, કરવા અમૃત પાનજી,
સુર ઇંદુ કહે સ્થુલીભદ્રજી, થયા સિંહ સમાનજી;
ધન્ય છે મુનિવર આપને. ૩૪

# શ્રી મંદિરજીનને સંદેશો.

( રાગ ઓધવજી સંદેશો કહેજો શામને. )

પંથીડા સંદેશો કે'જો મારા નાથને,
વર્ધમાન જે ચોવીશમા જીનરાયજો;
રાજ ઇહાંથી સાત ઉંચા તમે જઈ રહ્યા,
ધ્યાતાં નરના બેઠાં હૃદય મોઝારજો. પંથીડા. ૧
જે દીનથી પ્રભુ આપ ઇંહાંથી સીધાવ્યા,
તે દીનથી પ્રભુ જ્ઞાન ખજાનો લુંટાયજો;
આપે જે નર રક્ષા કાર કર્યાં હતા,
તે તો સર્વે આપ કેડે સિધાય જો. પંથીડા. ૩
આપે જે પ્રભુ ધર્મવૃક્ષ રોપ્યો હતો,
તે તો ખંડો ખંડ કરી વેચાયજો;
દીગંબર શ્વેતાંમ્બર આદિ અનેકજો,
નિજનિજ મતીએ ગચ્છાગચ્છ ઠરાયજો. પંથીડા. ૩
કેવળ મન પ્રજવ દો નાશી ગયાં,
લઘુ ભ્રાતા તસ ઉહીનાણુ પણ જાયજો;
આવ્યો અજ્ઞાન અંધારાને સાથે લઇ,
પ્રસર્યો ભરતના ચારે ખુણા માંયજો. પંથીડા. ૪
એ તા પંથ છતાંએ તૃપ્ત ન થયો,
તેણે કચ્છમાં એક અવધી પંથ જગાયજો;

કહે જીનદાસ મુંઝાયો પંથ દેખી ઘણા,
કેમ કરી પહોંચુ આપ કને શું કહેવાયજો. પંથીડા. ૫

## જીવને ઉપદેશ

( રાગ–અરે શું માનવનો અભિમાન. )

અરે જીવ જીનવરનું ધર ધ્યાન, તડાકે તરી જશે રે,
ખરેખર મારૂં કે'વું માન, ફડાકે ફરી જશે રે;
ફડાકે ફરી જશે રે, તડાકે તરી જશે રે. અરે જીવ. ૧
અસાર આ સંસાર માંહી, કઇ સાચારે નથી,
લાલચમાં લપટાઇ મુરખ તું શું–રે મળી;
સમજી જા સેતાન. અરે જીવ. ૨
માતા પિતાને બંધવા, સ્વારથ સુધીના માનવા,
પ્રેમદા પ્રિતમ ને પ્યારીના, પણ એજ ખેલ પ્રમાણવા;
જ્યાં સુધી તુજમાં જીવ છે, ત્યાં સુધી તારા જાણવા,
મૂઆ પછી મસાણ ભણી, એ લાગે તુને તાંણવા અરે જીવ. ૩

## શ્રી મહાવીર સ્વામિનું સ્તવન.

( રાગ કાનુડો શું જાણે મારી પ્રીત. )

જરી સામું જુઓ શ્રી મહાવીર,
હો ત્રીસલાના જાયા; જરી.

નરક ગતિનું દુઃખ નાથ નિવારો, (૨)
જમડા ત્યાં તાણે ચીરે ચીર;
ચીરે ચરરરર રરર રરર. જરી. ૧
પશુ પંખીનો ભવ અમને ન આપો, (૨)
પાપીડા મારે છે તાણી તીર;
તાણી તરરરર રરર રરર. જરી. ૨
જબરૂ જોખમ કરે ચાર જોદ્ધાઓ, (૨)
કાપો કુકરમી કથીર;
કાપો કરરરર રરર રરર. જરી. ૩
પ્રબળ અનળ ભવ માંહિ બળુ છું પ્રભુ, (૨)
ઉચરૂં શું અરજી-અધીર;
અરજી અરરરર રરર રરર. જરી. ૪
કેવળ પામી સ્વામી અંતર જામી પ્રભુજી; (૨)
વસીઆ છો સીદ્ધ શીલાને શીર;
વસીઆ અરરરર રરર રરર. જરી. ૫
માહાવીર મંડળ શિવ સુત કેશરને (૨)
આપ દયાના છાંટો નીર;
છાંટો છરરરર રરર રરર. જરી. ૬

---

## શ્રી ઉપદેશી સઝાય.

( રાગ-મારા હૈયા કેરા હાર, નજર ક્યાં આવશોરે. )

સમજાવું છું સમજ સખા તું સાનમાંરે,

મીજાજ તું મેલીદે મનનો, ઘડી ભરૂંસો નથી તુજ તનનો;
મરડામાં તું મુંઢ પણાથી માનમાંરે. સમજાવું. ૧
અસંખ્ય જન્મ ધર્યા ધરણીના, લીલ ફુલ પાંચે વરણીના;
દુરીત દ્રષ્ટથી આવ્યો નહિં, અવસાનમાં રે. સમજાવું. ૨
ઘણાં વરસ ઘન રસમાં ગાળ્યા, પાવક બની બહુ પ્રાણ પ્રજાળ્યા;
તરફડીયો તું તીમીરપણા ના તાનમાંરે. સમજાવું. ૩
જગત પ્રાણુનો જન્મ ધરીને, સમય ગુમાવ્યો ફરીફરીને;
વાત બધી તું ધરી રાખજે ધ્યાનમાં રે. સમજાવું. ૪
ત્યાં કયાં માન હતું જરી ત્હારૂ, ઢીલ હતું જયારે દુખીયારૂં.
ભૂલી ગયો તું વખત બધો બેભાનમાંરે. સમજાવું. ૫
મળ્યો જન્મ આ મહા સંકટથી, વિચાર કર વ્હાલા તુજ ઘટથી;
અથડામાં તું અંધ બની અજ્ઞાનમાંરે. સમજાવું. ૬
સંત તણો સેવક સંભળાવે, ભવીક જીવને ભરપુર ભાવે;
ગયો વખત નહિં આવે, કહું છું કાનમાંરે. સમજાવું. ૭

## શ્રી મહાવીર સ્વામિનું સ્તવન,

( રાગ ધીમા ધીમા ચાલોને મારા પ્રાણુરે. )

જરી સામું જુઓને માહાવીર રે,
ચાર ચોરે લુંટારાઓ લુંટી જશે,
વૈરી કેડે થશે ધર્મધીર રે. જરી. ૧

સાખી—મોહ જગત જંગલ વિષે, વીરચે માયા જાળ;
સપડાવી જગજીવને, ઠાર કરે તત્કાળ,
અમ સરખા પતીતો ની વ્હારે તમે,
જગનાથ કૃપાળુ ના શરણે અમે, નામુ શીર રે. જરી. ૨
સાખી—અરજુન માળી ઉધર્યો, તાર્યો મેઘકુમાર;
તારી ચંદન બાળીકા, એ તારો ઉપકાર,
ભવસિંધુ તારોને ત્રાતા તમે,
વીરમંડળ સાકળચંદ નમે, તારો તીર રે. જરી. ૩



## કન્યાવિક્રયનો કેરદર્શક સંવાદ.



તેમાં મહાજન તરફથી અપાતા ઉત્તેજનનો
આબેહૂબ ચિતાર.



પાત્રો—(અ) લોભીપુર નગરના મહાજનના શેઠો.

૧. મફતચંદ. ૨. નવરાલાલ. ૩. અમથાલાલ.

(બ) ૧. ચીમનલાલ—ગુજરાતથી વરવા આવેલા ઘરડા વરનો મુનીમ.

૨. કેશવલાલ—લોભીપુરના મહાજનનો નોકર.

## મંગળાચરણ.

સર્વ પાત્રો—( ગોકુળીઉં નાનું ગામડીઉં-એ રાગ. )
પડી ચરણે પ્રભુ શરણે રહી કરૂં એક અરદાસ (૨) ટેક.
મેવા મીઠાઇ, માગું ન કાંઈ; (૨)
પ્રભુ માગું પાર ઉતારો, અવર હિતનો આ પ્રયાસ. પડી.૧
લોભ લૂટારો, અન્ય હજારો; (૨)
જોઈ ચારે તિરથ લૂંટી જતા તનમાં છુટે ત્રાસ. પડી. ૨
જ્યાં સુધી મારૂં, તન આ રે'નારૂં; (૨)
આ અવનિ ઉપર સૌની કરૂં સેવા એજ આશ. પડી. ૩
કુમતિ સુધારો, સુમતિ વધારો, (૨)
જગ વલ્લભ ! વંદન કરીએ વીર ત્હારા અમે દાસ. પડી. ૪

( સ્થળ—રસ્તો-નવરાલાલ શેઠની દુકાન પાસે. )

નવરાલાલ—( નવરાલાલ શેઠ તેમની દુકાનના પાટીઆ નજીક ઉભા છે, તેવામાં રસ્તા ઉપર મફતચંદ શેઠને ડ્રેસનો ઠાઠમાઠ મારી સપાટાબંધ ચાલ્યા જતા જોઇને) કેમ, મફતચંદ શેઠ ! ઓ મફતચંદ શેઠ! આવો, આવો ! આમ ઉતાવળા ઉતાવળા શીદ (કયાં) જાઓછો ?

મફતચંદ—( જરા થોભીને, નવરાલાલ પાસે આવીને )–ઓહોહો ! નવરાલાલ શેઠ, માફ કરજો હો ! મારૂં ધ્યાન નહોતું, એટલે આપને મળ્યા વગર ચાલ્યો જતો

હતો; મેં એમ ધાર્યું કે તમે દુકાને નહીં હો, અને મહાજન ભેગું થાય છે, ત્યાં ગયા હશો !

નવરાલાલ—હા, શેઠ સાહેબ, હું દુકાન બંધ કરીને જવાની તૈયારીમાંજ હતો, પણ ત્યાં આપને જોયા, એટલે આપણે બંને સાથે જઇએ તો ઠીક, એમ ધારી તમારી વાટ જોઇને ઉભો હતો; ઠીક, પણ મહાજન શા માટે ભેગું થાય છે, અને કોણ ભેગું કરે છે, તે તમે જાણો છો ?

મફતચંદ—મને પૂરેપૂરી કાંઇ ખબર નથી, તમે વાત કરો તો ખબર પડે.

નવરાલાલ—તમને કાંઈ ખબર નથી, ત્યારે શું જોઇને એટલી બધી ઉતાવળથી દોડયા જતા હતા ? જે કામ માટે જવું હોય, તેનો કાંઇક અગાઉથી વિચાર બાંધીનેજ જવું જોઈએ, તે વગર ત્યાં જઇને શું હજામત કરાવવી ?

મફતચંદ—મારા મનમાં એમ કે, ત્યાં જઇને કોઇને પૂછી લઈશ, પણ હવે તમારો ભેટો થયો, તો સવિસ્તર હકીક્ત મને મહેરબાની કરીને જણાવો.

નવરાલાલ—સાંભળો; આપણા આ લોભીપુર નગરમાં આજરોજ પ્રભાતના પહોરમાં લપોઠદાસશેઠે પોતાની ૧૦ વરસની ઉમરની દીકરીનું, ગુજરાતમાંથી વરવા આવેલા ૮૦ એંશી વરસના ઘરઠા વરની સાથે વેવીશાળ કર્યું; વર,

કન્યાની ઉમરમાં ઝાઝો ફેર નથી; ૧૦×૮=૮૦ (દાધ અઠીએ એંશી); કન્યાથી વરની ઉંમર ફક્ત આઠગણી છે. અરેરે! શેઠ સાહેબ, વધારે કહેતાં મારી જીભ ઉપડતી નથી; આ વાતની અમથાલાલ સેઠ, જે આપણી નાતના આગેવાન છે, તેમને ખબર પડતાં, તેમણે યોગ્ય પગલાં ભરવા માટે, મહાજન ને ભેગું કરવાની હીલચાલ કરી છે.

(છોડી બામનકી—એ રાગ.)

કેમ વાત કરૂં (૨)—કાયા કંપે મારી શું ઉચરૂં ? (૨) ટેક
દશ વરસની દીકરી તે, ડોસાને દઇ દીધી;
લપોડ શેઠે લ્હેર માણવા, ગ્હોર હજારો લીધી. કેમ. ૧.

નફ્ફતચંદ—અરે! અજબ આ ગજબ થયો શું,
જુઓ ન કાજ અકાજ;
નાત બ્હાર નકટાને મૂકો, ત્યારે વળશે લાજ. કેમ. ૨

નવરોલાલ—કેમ. ૨.... .... ....
પૃથ્વી ઉપર પાપ વધ્યું છે, ઊંચ કરે નીચ કામ;
દયા ઉઠી ગઇ દિલથી, રાખ્યું માત્ર જૈનનું નામ. કેમ. ૩

* * * *

(એવામાં મહાજનનો નોકર કેશવલાલ, શેઠીઆઓ ને બોલાવવા આવે છે.)

કેશવલાલ—(દોડતો આવીને, મોટેથી ઉતાવળો ઉતાવળો) અરે! મ્હારા મહેરબાનો, હવે તો પધારો! સર્વ શેઠી-

આઓ તમારી રાહ જોઇને બેશી રહ્યા છે; માટે જલદી પધારો !

મફતચંદ—અમે આંહી નવરા નથી બેઠા કે, તારો અમથાલાલ શેઠ જ્યારે કહે ત્યારે અમારે હાજર થવુંજ જોઈએ; જા, બીજાને હજુ ભેગા કર ત્યાં અમે આવી પહોંચશું.

કેશવલાલ—શેઠજી ! હવે કોઇ આવવું બાકી નથી ! આપ બંને ગૃહસ્થો પધારો એટલે મહાજન સભાનું કામ હાથમાં લ્યે.

નવરાલાલ—ઠીક જા ! આવીએ છીએ! કાંઇક કામમાં હોઇએ તો વચ્ચે ન બોલવું જોઇએ, એટલું સમજે છે કે નહિ !

કેશવલાલ—શેઠ સાહેબ ! માફ કરો. મારી ભૂલ થઈ. ( નમીને જાય છે; સ્વગત ) આ શેઠીઆ અત્યાર સુધી આવતા નથી, ને ઉભા ઉભા વાત કરે છે, એટલે નક્કી કાંઇક જાણવા જેવું હશે. વાણીઆ કાંઈક લાભે લોભે ખુવાર થતા હશે ! માટે એક બાજુ સંતાઇને ચુપ ચુપ સાંભળું.

* * * *

( એટલામાં ઘરડા ગુજરાતી વરનો મુનીમ 'ચીમનલાલ' ગુજરાતી ડ્રેસમાં ઠ.ઠઆઠ મારી હાથમાં

હજાર હજાર રૂપીઆની બે કોથળીઓ તથા ૧૦૦૦ રૂપીઆની એક નોટ ખીસામાં રાખીને આવે છે.)

ચીમનલાલ—( પ્રણામ કરીને શેઠીઆઓને ) મહેરબાન, શેઠ સાહેબ!

મફતચંદ—ભાઇશ્રી; તમારે કયાં રહેવું? અને તમારૂં નામ શું? તમે અહીના રહેવાશી જણાતા નથી; આ કોથળીઓ અહીં શા સારૂ લાવ્યા છો?

ચીમનલાલ—શેઠજી! મારૂં નામ ચીમનલાલ છે; અમે ગુજરાત દેશના રહેવાશી છીએ; આ લોભીપુર ગામમાં ગુજરાતના વર, કન્યાની શોધ માટે આવ્યા છે, તેમનો હું મુનીમ છું; અને તે મારા શેઠના હુકમથી હું આપની પાસે અરજ કરવા આવ્યો છું.

નવરાલાલ—ચીમનભાઈ! તમારે જે કાંઇ અરજ કરવી હોય તે તુરત જ કરી દ્યો; કેમકે અમારે પાછું મહાજનની મીટીંગમાં જવું છે. માટે જલદી બોલો.

ચીમનલાલ—બહુ સારૂં શેઠ સાહેબ; ત્યારે કૃપા કરી ધ્યાન દઇને સાંભળોઃ—

રાગ—ધનાશ્રી.

લાવ્યો સંદેશો સાર, મહાજન મારા, લાવ્યો. (૨) ટેક.
શેઠ મારા છે, ગુજરાતવાસી (૨); ધન તણો નહીં પાર. મહા. ૧
પુત્રી ઘણી જેને, પુત્ર ન એકે (૨); પરણ્યા છે નારી બાર.મહા.૨

કન્યા કુંવારી, ગોતીને વરવા (૨); આવ્યા આ ગામ મોઝાર.મહા.૩
માંડ કરી મળી, કન્યા અમોને (૨) કરશો હવે ન ખુવાર. મહા.૪
શેઠ તમે છો, મુખી મહાજન ના (૨); કરો અમારી વાર. મહા. ૫
રૂપીઆ હજારની, થેલી લીઓ આ (૨) શેઠે કહ્યા છે જુહાર.મહા.૬
કામ અમારૂં, કરી દીઓ તો (૨); હજી અપાવું હજાર.મહા.૭

* * * *

(ઉપરના ગાયનમાં છઠ્ઠી કડીમાં,-" થેલી લીઓ આ "-એ શબ્દો બોલતી વખતે ચીમનલાલ, બંને શેઠને અકેકી થેલી આપે છે, શેઠીઆઓ નીચું જોઇ ગુપચુપ તેનો સ્વીકાર કરે છે.)

**નવરાલાલ**—કેમ, મફતચંદ શેઠ, તમારો શું વિચાર થાય છે ? આ બાપડા ગુજરાતી બહુ દુઃખીઆ છે, હા ! લાખો રૂપીઆ ખુવાર કર્યા હશે, તોપણ શેઠને એકે દીકરો થતો નથી; આપણા ગામમાંથી એમને ઘણી મહેનતે કન્યા મળી તેમાં જો આપણે વિઘ્ન નાંખીશું, તો તેમને "પડયા ઉપર પાટું" માર્યા જેવું થશે; હવે જેમ તમારો મત થતો હોય એમ કરીએ.

**મફતચંદ**—નવરાલાલ ભાઇ; મને પણ એ ગુજરાતી ડોસાની બહુ દયા આવે છે. એમને પજવવામાં આપણને કાંઇ નફો નથી. એક તો આપણે કન્યાવિક્રય થતો અટકાવી કન્યાનું હિત કરવા જઇએ, આપણે ધંધો પાણી

મુકી રાત દિવસ ખુવાર થઇએ, એટલું જ નહિ પણ ઉલટો કન્યાનો બાપ લપોડદાસ શેઠ આપણી ઉપર ક્રોધે ભરાઇ, દુશ્મનાઇ રાખે. એવી ખુવારીમાં આપણે નાહક,-વિના સ્વાર્થે શા માટે ઉતરવું જોઇએ ?

**નવરાલાલ**—વળી જો કન્યાના કર્મમાં સારૂં હશે તો એની મેળે સારૂં થશે. કર્મના કાયદા આગળ કોઇનો ઉપાય નથી; ગુજરાતી ડોસાના ઘરમાં પૈસો પુષ્કળ છે, એટલે, ખાવા પીવામાં કે પ્હેરવા ઓઢવા વિગેરે મોજ મજામાં કન્યા કોઈ રીતે દુ:ખી થશે નહિ. માટે જેમ થતું હોય તેમ થવા દો, આપણે બિલકુલ વચ્ચે પડવું નહીં. કેમ, ચીમનલાલભાઈ, તમે હવે ખુશી થયા કે નહીં ?

**ચીમનલાલ**—જી, હા, શેઠ સાહેબો ! આપની અમારા ઉપર કૃપા થઇ એટલે અમારૂં કામ હવે ચોકસ પાર પડશે.

( નફ્ટ નિર્લજ નકટા નરસૈયાની—એ રાગ. )

ધન્ય ! ખરેખર દીન દુખો હર નરવર શેઠ તમે છો સુજાણ(૨)
**મફતચંદ**—પૈસા લઇ વેચે, પુત્રી પિતા એનો (૨);
આપણને એમાં શું નુકશાન-
**ચીમનલાલ**— ધન્ય. ૧.
**નવરાલાલ**—કન્યાના કર્મમાં, માંડયા જો પથ્થર, (૨);
ક્યાંથી મળે ભાઇ, હીરાની ખાણ—

ચીમનલાલ—ધન્ય.-૨. દુર દુર દેશેથી દુઃખીઆ અમે
આવ્યા (૨)
નવરાલાલ અને મફતચંદ—( સાથે ) કરશું હવે નહીં,
તમને હેરાન—
ચીમનલાલ— ધન્ય. ૩
નવરાલાલ ને મફતચંદ ( સાથે ) વીવા કરે ભલે, રંગ
ઉમંગેથી (૨) વીવામાં વિઘ્ન નાંખે તે નાદાન—
ચીમનલાલ— ધન્ય. ૪

( આ ગાયનની નીચે લખેલી અમથાલાલ
તથા કેશવલાલની વાતચીત પછી )

મફતચંદ—માગ્યા વિના, મન માન્યું મળ્યું ધન (૨);
નવરાલાલ—સ્હેજે મળે તે તો દૂધ સમાન—(ચીમન) ધન્ય.૫

( ઉપરના ગાયનની ચોથી અને પાંચમી
કડીની વચ્ચેની વાતચીત )

અમથાલાલ—( મહાજનની મીટીંગમાં ઘણી વાટ જોવા છતાં મફતચંદ તથા નવરાલાલ નહિ આવવાથી, તેમજ તેમને બોલાવવા કેશવલાલને મોકલેલો, તે પણ પાછો જવાબ દેવા નહિ આવવાથી, શંકાશીલ થઇને શેઠીઆઓ શું કામમાં રોકાયા છે તેનો તપાસ કરવા આવે છે, ત્યાં છેટેથી કેશવલાલને જોઇને )—અરે ! કેશવલાલ, તું ત્યારનો અહીં શું કરે છે, તું જવાબ દેવા પણ ન આવ્યો ?

**કેશવલાલ**—(નાક ઉપર આંગળી મૂકીને "ચૂપ થવાની અને ધીમે બોલવાની" નિશાની કરીને) અમથાલાલ શેઠ, તમે સાંભળો તો ખરા, એ બંને શેઠ, અહીં ક્યારના ઉભા છે; ને પેલા ગુજરાતીની સાથે કાંઈક સંતલસ કરે છે, અને તે હું આંહી સંતાઈને ઉભો ઉભો સાંભળું છું, તમો પણ જરાવાર આંહી ઉભા રહીને સાંભળો !

**અમથાલાલ**—( ઉપરના ગાયનની પાંચમી કડી બોલાય છે તે સાંભળીને ) આ તો, કાંઇક નાણાંના જોગ કરતા હોય એમ લાગે છે. રખેને કાંઈ દગો હોય; ચાલ, ત્યાં જઈ યુક્તિથી બધી વાત કઢાવું, ને પોગળ ખુલ્લું કરૂં. ( શેઠીઆઓ વાતો કરે છે ત્યાં જાય છે. એટલે તેઓ પોતાના હાથમાંની કોથળીઓ સંતાડવા માટે, બંને હાથ પીઠ પાછળ રાખે છે )

**નવરાલાલ તથા મફતચંદ**—(અમથાલાલને દેખી) પધારો ! પધારો ! અમથાલાલ શેઠ, તમારે જાતે આંહી આવવું પડયું ? અમને આવતાં જરા વાર લાગી ગઇ તેને માટે માફી માગીએ છીએ, હો !

**અમથાલાલ**—એની કાંઈ હરકત નહીં, પણ વાત તો કરો, એવડા બધા કયા મોટા કામમાં રોકાણા છો કે એટલી વાર લાગી ?

**નવરાલાલ**—આ અમારો ગુજરાતનો આડતીઓ

આવ્યો છે, તેની કડાકૂટમાં બધો વખત ગયો; એને પાછું આજની ટ્રેનમાં ચાલ્યું જવું છે, એટલે શું કરીએ ?

અમથાલાલ—શેઠજી, આ ગુજરાતી તો પેલા ગુજરાતથી વરવા માટે આવેલા ડોસાનો મુનીમ છે, તેને મેં એ ડોસાની પાસે જોયો હતો, તેમ છતાં આવી રીતે જુઠું બોલી શું તમે મને ઠગવા માગો છો ? તમે ગમે તેમ છુપાવશો, પણ મારા જાણવામાં બધી વાત આવી ગઇ છે. પાપ કદી છાનું રહેલું સાંભળ્યું છે ?

( રાગ સિંહાનો-કનરો. )

પાપ રહે નહીં, કદીએ છાનું (૨);
વાત તમારી, હું બધી જાણું. ટેક.
ભૂડું કરો શું, રંક કન્યાનું (૨);
જોતા નથી કાંઈ ટાણું કટાણું. પાપ. ૧
લોભે તમારૂં, મન લલચાણું (૨);
લાજ તજી શું, લઇને નાણું. પાપ. ૨
રૂપૈયાની થેલી, લઈ ક્યાં મેલી (૨);
કહો ! મુજથી નથી કાંઇ અજાણ્યું. પાપ. ૩
ગામજનો જો, જાણે બધું આ (૨);
સમજો તમારૂં નાક કપાણું. પાપ. ૪

મફતચંદ—અમથાલાલ શેઠ ! એવડી બધી બીક કોને બતાવોછો ? ( વાંસેથી હાથ, આગળ લાવીને ) આ

રહી રૂપીઆની કોથળી; ધરાર લાંચ લીધી છે, લ્યો જાઓ ! તમારે જ્યાં ફરીયાદ કરવી હોય ત્યાં કરો ! અમારી આબરૂ ભલે જાતી રહે ! જેને લાજ હશે એની જાશે; નાક હશે એનું કપાશે; અમારે નાગાને શું છે ?

અમથાલાલ—હા, ભાઈ, " નાગાથી પાદશાહ આઘા, " એ કહેવત ખોટી નથી.

નવરાલાલ—મફતચંદ શેઠ, તમે ધીરજ રાખો, અમથાલાલ શેઠની સલાહ વ્યાજબી છે કે વાત બ્હાર પડશે તો નાક કપાશે, ને તેથી આ ગુજરાતીને પણ આપણે મદદ નહીં કરી શકીએ; માટે ( હળવેથી ચીમનને ) જો ચીમનભાઇ આ અમથાલાલ શેઠને પણ ૧૦૦૦ રૂપિઆ બીજા આપી દો તો તમારૂં કામ ફતેહમંદ થઇ જાય.

ચીમનલાલ—ભલે, બહુ સારૂં; અમે નાણાંની ગણતરી કરતા નથી; ફક્ત તમારા જેવા શેઠીઆઓની મહેરબાની હોય તો બસ. ( એમ કહી ખીસામાંથી રૂ. ૧૦૦૦ ની નોટ કાઢી અમથાલાલને ) લ્યો, અમથાલાલ શેઠ, આ ૧૦૦૦ રૂપિઆની નોટ, મારીવતી તમારાં છોકરાંના હાથમાં દેજો ?

કેશવલાલ—(ચીમનલાલને) શેઠને છોકરાં નથી ને કોને દેશે ?

મફતચંદ—હવે છાનોમાનો ઉભો રહે એક કોરે;

તું અમારી વાતમાં શું જાણે ?

અમથાલાલ—ચીમનલાલભાઈ ! હવે તમારૂં કામ થઇ ગયું સમજજો.

કેશવલાલ—( સ્વગત ) આહાહા ! પૈસાનો લોભ કેવાં નીચ કામ કરાવે છે ?

લલીત છંદ.

અરર, દામ તું, કામ શું કરે, જન દયાળુમાં, ક્રુરતા ભરે;
મરત કીડી જો, રાખતા દયા, મનુષ ઉપરે ક્રુર તે થયા. ૧
વણિક નામ તે, જૂઠું બોલતા, અરર લોભથી ઓછું તોળતા;
પુરત સાયદી, ખોટી રૂપૈએ, ધન મળ્યે સુતા, વૃદ્ધને દીએ. ૨
પ્રિત તુટે ખરે, ક્રોધ જો કરે, વિનય વિણસે, માન જો ધરે;
કપટ કૂડથી, મિત્રતા જશે, સરવ લોભથી, નાશ પામશે. ૩
ધન જમાવીને, લોભીઓ મરે, પણ સુપાત્રને, દાન ના કરે;
પૂરણ વેરી છે, લોભ આત્મનો, વશ કરી શકે, ધન્ય તે જનો. ૪

*  *  *  *

અમથાલાલ-કેશવલાલ, અરે, કેશવલાલ ! કયાં ગયો.

કેશવલાલ—જી, શેઠ સાહેબ ! શું હુકમ છે ?

અમથાલાલ—તું એકરમ જઇને, મહાજનની મીટીંગમાં જે જે માણુસો ભેગાં થયાં હોય તે સર્વને કહી દે કે, આજે મહાજનના શેઠ, મફતચંદભાઈની તબીયત સારી નથી, એટલે કાંઈ કામ થઇ શકશે નહીં, માટે સૌ

સૌને રસ્તે પડો !

**કેશવલાલ**—ભલે, બહુ, સારૂં, શેઠજી ! ( નમીને જાય છે. )

**મફતચંદ**—ઠીક, અમથાલાલ શેઠ, ચાલો આપણે પણ હવે સૌ સૌને સ્થાને જઇએ.

**અમથાલાલ—નવશાલાલ**—હા, ભલે, જેમ સૌની મરજી ! ( એમ કહી સૌ જવા માંડે છે. )

**ચીમનલાલ**—શેઠ સાહેબો, હું પણ હવે રજા લઉં છું, ને મારાથી કાંઇ ભુલ થઇ હોય તો ક્ષમા માગું છું ( એક બીજા હાથ મીલાવીને જાય છે. )

સર્વ પાત્રો:—( તારણ અને અફસોસ ! )

( વાલા વેગે આવો રે-એ રાગ, )

કરમની કહાણી રે, શરમ મુકાણી રે;
લોભીને ધિક્કાર હજાર હોજી. (૨)
મહાજન થઇને અધમ કરે અતિ કામ (૨) કરમ૦૧
સાખીઃ—પિતા પુત્રી વેચતો, માતાને નહીં મ્હેર;
સગાં સંબંધી સર્વને, થઈ લાડુની લ્હેર;
મહાજન લાંચ લીએ વળી, લાજે નહીં કરી કેર;
દયા દિલે નહીં આણી રે- લોભી૦ ૨
સાખીઃ—વૈદ્ય દીએ જો ઝેર તો, રોગી જન કયાં જાય;
રાય પીડે રૈયત વળી, કોણ કરે ત્યાં ન્યાય;

આગેવાન અધર્મિ તો, શું સુધરે સમુદાય-
સજ્જન વિના ધુળધાણી રે- લોભી૦ ૩

સાખી:—સાન ન શુભ-અશુભની, ધર્મનું નહિ અભિમાન;
નાત જાતના હિતની, વાત ધરે નહિ કાન.
મહાજન નામ ધરાવતા, મુર્ખને વલ્લભ જ્ઞાન;
પથ્થર ઉપર પાણી રે.... .... ...લોભી૦ ૪

* * * *

( જયજીનેન્દ્રના નાદ કરી પાત્રો સૌ સૌને રસ્તે જાય છે.)

# કન્યા વિક્રયની કહાણી.



( વાટ જુએ છે મીરાં રાંકડી—એ રાગ. )

વ્હાલા વીર પુત્રો ! કહું વાતડી, કહેતાં મારી હાય ચીરાય
છે છાતડી. (૨) ટેક.

લાડો બનવાનો દાદો, દિલમાં રાખે ઇરાદો; (૨)
ભલે કર લીધી હોય લાકડી- કહેતાં૦ ૧

ડોસો વર દીપે કેવો, વીવા તે વરસી જેવો; (૨)
વાહનવરનું તે જુઓ ઠાંઠડી- કહેતાં૦ ૨

આંખે બત્રીશી પ્હેરી, લાડીને લાવ્યો લ્હેરી; (૨)
મુછો રંગી, મખમલની મોજડી. કહેતાં૦ ૩

જાણે જે જુવાની આવી, જાણે ન, આવે નહીં લાવી; (૨)
　　અક્કડ થઇ અળગી કરી લાકડી— કહેતાં ૪
ઝડપ્યો ન જ્યાં સુધી કાળે, ચતુર થઇ ચટચટ ચાલે; (૨)
　　હું તો પહોળો ને શેરી સાંકડી— કહેતાં ૫
માબાપમાં પાપ પેઠું, હરખે તે જુએ ન હેઠું; (૨)
　　જુલ્મી થઇ જોતા નથી જાતડી— કહેતાં ૬
દીકરી જો આવે ઝાઝી, મકલાતી મનમાં માજી; (૨)
　　"ભુખ ભાંગી મ્હેરે બીજ સાંકળી!" કહેતાં ૭
કન્યા કરીયાણું થાતી, હવે ન છાની વેચાતી; (૨)
　　દેખાડે સૌને માંડી હાટડી! કહેતાં ૮
દીકરી તે બકરી ઘેનું, જોર જરા નહિ જેનું; (૨)
　　ઝુરી ઝુરી કાઢે દિન રાતડી. કહેતાં ૯
બાર વરસોની બાળા, ઓઢણાં ઓઢે કાળાં! (૨)
　　રીબી રીબીને મારે રાંકડી. કહેતાં ૧૦
મહાજન શ્રી માફ કરજો, વાત કંઇ કાને ધરજો; (૨)
　　ઘરમાં અગ્નિ ઉઘાડો આંખડી! કહેતાં ૧૧
અનીતિનું અન્ન ઉદરમાં, સુમતિ ન મળે સુ નરમાં; (૨)
　　વલ્લભ જુએ રણવીરની વાટડી. કહેતાં ૧૨

---

# શ્રાવિકાને શિખામણ.

( આવોને નંદલાલ, રમવા આવોનેરે—એ રાગ. )

શ્રાવિકા ધરીએ જે નામ, કરીએ કામ વિચારી. (૨) ટેક.
ભલે જવાય નહીં ધર્મ સ્થાને, કષ્ટ વિના સ્હેજે જાશો વિમાને;
પરહરો પરની નિન્દાને, ઘરની કીર્ત્તિ વધારી. શ્રા૦ ૧
સાસુ,સસરા,સ્વામીની સેવા કરવી, નણંદી સાથે સંપીને પ્રીતિ ધરવી;
મીઠી વાણી મુખ ભરવી, પ્રેમે પતિવ્રત પાળી. શ્રા૦ ૨
સુંવાળી સાવણીંએ ઘર વાળી, વ્હેલાં ઉઠી ગ્હેલાં પાણીને ગાળી;
સંખારો રાખો સંભાળી, સ્હેજે તરશો સુનારી. શ્રા૦ ૩
છાંયામાં છાણાંને જત્નાથી પોંજો, ધાન્યે ધનેડાં ધરી ધ્યાન જોજો;
વિવેક રાખી વર્તજો, સ્હેજે તરશો સુનારી. શ્રા૦ ૪
એઠનાં ઠામ ઉઘાડાં ન રાખો, ઘી તેલમાં તો મરે જીવ લાખો;
આળસ અંગ ન રાખો, લાખો લાભ વિચારી. શ્રા૦ ૫
સંતાનો ને ચાર શરણાં સમજાવો, દાન દયા દિલ ખુબ ઠસાવો
જન્મ ન આવો હરાવો, વાવો ધરતી રસાળી. શ્રા૦ ૬
ડાહ્યાં છતાં કેમ ડેડા કૂટાવો! ઝાઝા જવેરા વળી વવરાવો;
જાથણુ શાને જગાવો ! બાળા બગડે બિચારી. શ્રા૦ ૭
શું થયું ધર્મના સ્થાને પડયાથી! હોંકારા હોંશેથી જી! જી! હોંધાથી;
વહીલ વાતો વધાથી, ક્યાંથી મુક્તિ થનારી. શ્રા૦ ૮

# શ્રી ભાવ—દીવાળી.

( જોયું જંગલ આ ભારી—એ રાગ. )

આજે આવી દીવાળી (૨) જય જય જયકારી. આજે. ટેક.
વીર પ્રભુ વ્હાલા મુક્તિ સિધાવ્યા, કર્મરિપુને બાળી આજે. ૧
આતસબાજીની નથી દીવાળી, જુઠી દ્રવ્ય દીવાળી. (૨) આ૦ ૨
ગ્લાસના ગંજ ઠરી મૂર્ખાઇ માંડી, આરંભ કરજો વિચારી આ૦ ૩
શારદાપૂજનથી લક્ષ્મી મળે ન, તે તો ખોટી ખુવારી આ૦ ૪
રંક, તવંગર પૂજે છતાં, નથી સરખા વ્યાપારી. (૨) આ૦ ૫
પુણ્યવિના ખોટી પાઇ ન પામે, દાન દીઓ નર નારી.(૨) આ૦ ૬
વર્ષ પુરૂં થયું સરવૈયું કાઢો, કર્મ દેણું સંભારી. આ૦ ૭
સંવર, તપ કરી, કર્મને કાપો, દીઓ દેણુ નિવારી. (૨) આ૦ ૮
વલ્લભ જ્ઞાનની જ્યોત જગાવી, ઉજવો ભાવ દીવાળી. આ૦ ૯

---

# આહાર તેવો ઓડકાર.

( મારા ભાગ્યતણો નહિ પાર—એ રાગ. )

જોઇ લ્યો વાણીઆભાઈનાં કામ, બગડી બુદ્ધિ થયા બદનામ. (૨)ટેક.
ઉપાસરેથી લીએ પતાસાં, ડરાવે સૌને દંભે;
બે વળગાડે આંગળીએ ને, ત્રીજું બેસાડે ખંભે. જોઇ. ૧
વર્ષ એકમાં એક વખત જે, આવે ધર્મને સ્થાન;

મફત મોમતી માગે મુરખો, રહ્યું ન ખાવા ધાન  જોઈ. ૨
દેવું તો વળી દૂર રહ્યું પણ, દેવા દે નહીં પરને;
ચોવટ ડોળે ચૌટે બેશી, ખાઇને ખોદે ઘરને.  જોઈ. ૩
આપી સંઘમાં એક રૂપીઓ, બેનું કરે નુકશાન;
લેશ વાતમાં કલેશ કરે, વળી ભાષાનું નહિ ભાન. જોઇ. ૪
જિસકે તડમેં લડું, ઈસકે તડમેં હમ તૈયાર;
શુચિ અશુચિ સ્થાન જુએ નહીં, વસ્ત્ર બગાડે સાર. જોઇ. ૫
ખાવા સારૂ ખરડો કરવા, ખાંતે થાય ખુવાર;
જ્ઞાન તણાં ખાતાં ધુળ થાતા, લીએ ન કંઇ સંભાળ. જોઇ ૬
ધર્મજ્ઞાનના ફાળામાં તો, રકમ મંડાવે મોટી;
દેવા ટાણે દીવાળીઓ થૈ, દીએ ન દાનત ખોટી.  જોઇ. ૭
ઉપાસરેથી ચોરી કરીને, જુગટે રમવા જાય;
કોઇ શીખામણ સારી દેતો, લડવા સામો થાય.  જોઈ. ૮
વણિક નામ તે જુઠ ન બોલે, કદી ન ઓછું તોલે;
ધર્મ તણી જો વાત કરે તો, વચમાં આડો બોલે. જોઈ. ૯
લોભે તમારૂં મન લલચાણું, લાજ તજી લહે નાણું,
જો સમજો તો નાક કપાણું, જગમાં નથી અજાણ્યું  જોઈ. ૧૦
ધર્મની થાપણ ઓળવતાં કંઈ, ધુર્ત્ત કરે ન વિચાર;
દુર્ગતિનો ડર, દિલ નવ રાખે, પરનારીમાં પ્યાર. જોઇ. ૧૧
ચુંગી વિના તો જરી ન ચાલે, બીડી બજાર વચ્ચે ફૂંકે;
ખોં ! ખોં ! દિવસ રાત કરે પણ, તોય બીડી નવ મૂકે. જોઈ. ૧૨

વીર પિતાનો પવિત્ર પૂરો, દયા દયામય ધર્મ;
વલ્લભ તેને કલંક લગાડયું, કરી અવિચારી કર્મ ! જોઇ. ૧૩

# ચતારિ શરણં પવ્વજામિ !

મુસાફર વિચાર !—હરિગીત છંદ.

હે પન્થિ ! થઇ તું શાન્ત, લઇ એકાન્ત, આજ વિચારીજો,
કંઇ સફર તારી સફળ થઇ, કે અફળ પળ પળ ધારી જો;
તું કર્મબંધન ધંધમાં થઇ, અંધ ઊંઘો ધાય છે !
અરિહંત સિદ્ધ ભગવંત, સંત સુધર્મ સ્હાય ભુલાય છે, ટેક ૧
જીવ બાળ ગમ્મત માં ગયો, જ્યાં ગર્ભમાંથી નિસર્યો,
નવ માસ ગર્ભાવાસનાં દુઃખ ત્રાસદાયક વિસર્યો;
રાજા બન્યો રમતાં અને, ભમતાં શિશુવય જાય છે. અરિ. ૨
નિશાળમાં કંઈ કાળ ગાળ્યો, કલેશ દ્વેષ કુસંગમાં,
યુવાન વયમાં ભાન ભૂલ્યો, ભામિનિના રંગમાં;
પ્રિય ખાનપાન મકાન માળ, વિશાળ ચણવા ચ્હાય છે. અરિ. ૩
બી. એ. બની, એમ. એ. ભણી, તું ભવ્ય ભૂવન મ્હાલશે !
પણ કાળની વિકાળ ફાળ, ગુમાન તારૂં ગાળશે;
આ પાપી પેટ પ્રપંચમાં, આયુષ્ય પુરૂં થાય છે. અરિ. ૪
નહિં આત્મનો જ્યાં અર્થ, વિદ્યા વ્યર્થ તેથી તન સડે,

ઘર માંડીને છાંડી મૂઆ, રાંડી તરૂણી તરફડે;
અનુભવ વિના નહિ ઓળખે, પીડા પડયે પસ્તાય છે. અરિ. ૫
તકરાર કરી બહુ વાર, થઈ ખુવાર, જઇ દરબારમાં,
કદી તોલ નહિ સમતોલ, કીધાં કુડકપટ વ્યાપારમાં;
એ પાપ મન સંતાપતું, સંહાર સુખનો થાય છે. અરિ. ૬
અન્યાયનું ધન થાય નાશ, વીવા વરે વપરાય છે.
કાં તો કપૂત ઉડાવી દે, પરનારી સંગ હરાય છે;
કાં તો વૃદ્ધાવસ્થા વિષે, પરણી પ્રિયામાં જાય છે. અરિ. ૭
તુજ કાળરૂપ ભુપાળની, દાસી "જરા" આવી કહે.
"તું જાગ! જલદી ભાગ્યહીન! મલિનતાથી દુર રહે!"
ગઇ ભોગ શક્તિ રોગ વ્યાપ્યો, ભક્તિ ત્યારે થાય છે. અરિ. ૮
તુંજ પ્યારી નારી બોલનારી, સ્વાર્થનાં સુખમાં–"ખમા!"
દુ:ખમાં રહે તે દૂર, દીસે સ્વાર્થી સૌ સંસારમાં;
શું પોઠ ભરતો પાપની તું, ખોટ ધંધે ખાય છે. અરિ. ૯
લે લે! ગ્રહો સમતા, રહી મમતા થકી દુર સર્વદા,
તું આત્મ ઓળખ તો, જવાની અનંત ભવની આપદા;
ચિત્ત ચિતરી તું રાખ, ઠાલા ઠાઠથી શું ઠગાય છે!
"અરિહંત, સિદ્ધ ભગવંત, સંત, સુધર્મ વલ્લભ સ્હાય છે!"

---

## સંસારના પ્રેમપાશમાં પડેલા પામર પ્રાણીને પ્રતિબોધ.

રાગ—ગઝલ કવ્વાલી.

પલકમાં પ્રાણુ તો જાશે, સમજ પ્રાણી! સમજ પ્રાણી!

હતું નો'તું થઇ જાશે, સમજ પ્રાણી! સમજ પ્રાણી! ૧
પરપોટો પાણીનો જેવો, ખલકનો ખેલ છે તેવો;
કદર લે જન્મની જાણી, સમજ પ્રાણી! સમજ પ્રાણી! ૨
હતા હાથી ઘણા ઘોડા, કનકના પહેરતા તોડા;
ગયા રાજા અને રાણી, સમજ પ્રાણી! સમજ પ્રાણી! ૩
કરી પરમાર્થનાં કામ, ભજી લે ભાવથી રામ;
મમતની છોડને ઘાણી, સમજ પ્રાણી! સમજ પ્રાણી! ૪
ગણે તું જેહને તારાં, થશે તે અંતમાં ન્યારાં;
મરે શું તંતને તાણી, સમજ પ્રાણી! સમજ પ્રાણી! ૫
કનકથી પ્રીતડી તોડી, કથીરમાં શું રહ્યો દોડી?
મતિ તુજ કેમ ભરમાણી, સમજ પ્રાણી! સમજ પ્રાણી! ૬
સમય આ સાંપડયો સારો, હીરો શું હાથથી હારો?
વલોવે શું વૃથા પાણી? સમજ પ્રાણી! સમજ પ્રાણી! ૭
ચરી લે મોતીનો ચારો, વિષયનો ચુંથ મા ગારો;
વ્હાલા હંસ! લે માની, સમજ પ્રાણી! સમજ પ્રાણી! ૮
બધી છે સ્વાર્થની બાજી, રહ્યો શું તેહમાં રાજી?
મતિ મોહે શું રંગાણી? સમજ પ્રાણી! સમજ પ્રાણી! ૯
મજાઓ તેં બહુ માણી, દયા ના દીલમાં આણી;
હવે લે હિત તું જાણી, સમજ પ્રાણી! સમજ પ્રાણી! ૧૦
સગાઇ સંતની કરજે, સુખે સંસારને તરજે;
વિનયમુનિ વદે વાણી, સમજ પ્રાણી! સમજ પ્રાણી! ૧૧

# સુખીઆં એ દુઃખીયાં પર દયા કરવી.

ગજલ કવ્વાલી.

અરે ઓ સુખીઆ લોકો ! દુખીને ના ભુલો જાશો;
મનુષ્યની પદ્વી પામીને, ન રંકો ને ભુલી જાશો અરે૦ ૧

કર્યાં સત્કર્મ જે પૂર્વે, સુફળ તેનું સ્વીકારીને;
હવે સુખમાં થઈ શોખીન, દુખીને ના ભુલી જાશો અરે૦ ૨

થયા શ્રીમંત કે રાજા, પ્રભુની તે દયા જાણો;
પ્રભુ આજ્ઞા ઉથાપીને, દૂખીને ના ભુલો જાશો. અરે૦ ૩

અવિદ્યાથી દૂખી લાખો, અનંતા ભુખથી ભટકે;
પીડાતા સેંકડો હરદ્દે, દૂખીને ના ભુલો જાશો. અરે૦ ૪

ખીલેલુ પુષ્પ ખરવાનું, જે આવ્યું તે જવાનું છે;
કર્યું હાથે જ તે સાથે, દૂખીને ના ભુલી જાશો. અરે૦ ૫

તમે છો શ્રેષ્ઠ રંકોથી, પ્રભુ છે સર્વથી મ્હોટો;
નહી કદીએ ભુલે તમને, દૂખીને ના ભુલી જાશો. અરે૦ ૬

ઉદય ને અસ્ત છે સૌનો, કરે અભીમાન મૂરખાઓ;
છે ભરતીઓટ લક્ષ્મીની, દૂખીને ના ભુલી જાશો. અરે૦ ૭

દૂખીને જો ભુલી જાશો, પ્રભુ તમને ભુલી જાશે;
ગજબ થાશે આ દુનીયામાં, દુખીને ના ભુલી જાશો. અરે૦ ૮

# કરેલા પાપનો પશ્ચાતાપ.

કવ્વાલી—(ગજલ).

પથારી પાપની ત્યાગી, પ્રભુજી આજ જાગું છું;
ભ્રમણા મોહની ભાંગી, ચરણમાં સ્થાન માગું છું. ૧
પ્રવૃત્તિમાતનો પેયો, જગતના ઘેનમાં ઘેર્યો;
સુતો હું તો ઘણા દિવસો, હવે એ ઉંઘ ત્યાગુ છું. ૨
વિષયના ગીતડાં ગાતો, બન્યો હું મસ્ત મદમાતો;
પડી છે દૈવની લાતો, હવે તો હારી ભાગું છું. ૩
વિસારી કર્મના ધારા, વહાવી કર્મની ધારા;
ક્ષમા એ પાપની બ્યારા, પડીને પાય માગું છું. ૪
હણ્યો બુરા વિચારોએ, ગ્રહાયો ષઠ વિકારોએ;
જગતના વજ્ર તારોએ, જડાયો આજ જાગું છું. ૫
બન્યો પાપી નઠારો હું, થયો જગમાં અકારો હું;
ભરીને આંખમાં આંસુ, પિતાજી પાય લાગુ છું. ૬
ભલો બુરો ગમે તેવો, શિશુને આશરો દેવો;
બની પુરો તમારો હું, ઉગારો એજ માગું છું. ૭
અરે ધિક્કાર છે હુંને, બન્યો પાપી બન્યો પાપી;
અરે હુ. નીચ શું માગું ? બન્યો પાપી બન્યો પાપી; ૮
છતાં માગું પિતા માગું, સજા માગું ક્ષમા માગું.
પ્રભુપાપો સહુ કાપો, અભયપદ મુજને આપો. ૯

## પ્રભુ પ્રાર્થના.

( રાગ ગઝલ. )

દયાળુ દેવના દેવા, કરૂં તારી સદા સેવા;
માગુ. હું મુક્તિના મેવા, ટળે સહુ કર્મનાં દેવાં. ૧
પ્રભુ છે એક તું સાચો, જગતનો ઠાઠ છે કાચો,
છતાં હું મોહમાં રાચ્યો, નહિ તારો સુપંથ જાચ્યો. ૨
નથી મારા સમો પાપી, મતિમેં પાપમાં થાપી;
અભય પદ મુજને આપી, કરો આ રંક નિષ્પાપી ૩
નથી આધાર કો મારે, ભયંકર દુઃખ સંસારે;
પ્રભુ વિના ન કો તારે, પ્રભુ વિનાં ન ઉગારે, ૪
ઠગાયો ઠાઠમાઠોમાં, ન ધ્યાયો પુણ્યપાઠોમાં.
ભરાયો કર્મકાઠોમાં, રમાયો પહોર આઠોમાં. ૫
કીધાં છે મેં મહાપાપો પ્રભુ તેની ક્ષમા આપો;
મતિ સન્માર્ગમાં થાપો, સમાવો શોક સંતાપો. ૬
ન હું ધામને માગું, સદા સુપંથમાં જાગું
ન તારા પ્રેમને ત્યાગું, પ્રભુ હું એ સદા માગું. ૭
જપુ હું આપના જાપો, મિટે સર્વે પરિતાપો;
સુબુદ્ધિ સર્વદા આપો, કુટીલ જંજાળને કાપો ૮
ભણે ને સાંભળે ભાવિ લહે તે મોક્ષની ચાવી;
પ્રભુની પ્રાર્થના ગાવે, વિનયમુનિ ભલે ભાવે. ૯

---

## ઘડપણની આશા રાખી જે ધર્મ કરતા નથી તેને ઉપદેશરૂપે વૃદ્ધનો પશ્ચાતાપ.

( ધીમા ધીમા ચાલોને મારા પ્રાણ રે–એ રાગ. )

આવ્યું ચેલું ઘડપણ હવે શું કરૂં ? (૨) ટેક.
પડી કરચલીઓ અંગે ન દીઠી ગમે;
કેડ નીચી નમે;—હાય શું કરૂં ! આવ્યું. ૧
સાખીઃ—શીશે પુરી સેરની, આશા ઉર અપાર;
પણ પચતું નથી પેટમાં, શું ખાવાનો સાર;
દાંત દાડમ જેવા, ન હવે મુખમાં મળે;
કેશ કાળા મટીને, થયા પીળા અરે.
યાદ આવે જુવાની મને પળેપળે, દિલ બાવરૂં આવ્યું. ૨
સાખીઃ—ધર્મ ધ્યાન કર્યું નહીં, સાધ્યો નહીં શુભ અર્થ;
ધર્મ ઘડપણે રાખીને, કાયા ગુમાવી વ્યર્થ.
હવે પડયો પીડામાં, ધરમ કયાંથી બને ?
ઝુરી ઝુરી મરીશ, કહું કોની કને ?
ગયો અવસર મળે નહિ લાખો ધને, કેમ હું, તરૂં ?—આવ્યું. ૩
સાખીઃ—અરે ! જુવાનો સાંભળો, હાંસી કરો નહિ આપ;
ચતુર હોય તો ચેતજો, કરવો પડે ન વિલાપ.
નક્કી ઘરડા થશો, નથી ભરોંસો એવો;
કરો ભેળો પર ભવ સારૂ મીઠો મેવો.
વેગે વલ્લભ સંતના ચરણો સેવો, શરણુ એ ખરૂં. આવ્યું. ૪

## જીવને ઉપદેશ.

( રાગ માનવનો અભિમાન પલકકમાં ટળી જશે રે. )

અરે જીવ ભમરા ભૂલ્યો ભાન, ભમ્યો ભવ રાંનમાં રે.
ખરેખર નાચ્યો નટ નાહાન, ન થાકયો તાનમાં રે;
માન ગુલતાનમાં રે. અરે જીવ. ૧
જળ તરંગ ઉછરંગ ખલકમાં, આ આ આ રે. અરે.
ચળ વાદળ વિખરાય પલકમાં, આ આ આ રે. અરે.
માયામાં મસ્તાન. અરે જીવ. ૨
સાખીઃ—સંસાર સર આશા કમળમાં, કેદ મધુકર જીવડો;
ચીતે કરી પ્રભુ પ્રાર્થના, છુટું હવે ભાનુ ચડયો.
પણ કાળ ગજનલિની ઉખેડી, ચાવતાં ભમરો રડયો;
હતભાગ્ય હાર્યો તેમ માનવ, હારશે ભવ બાપડો.
અરે જીવ. ૩
સાખી–ઉદ્યાન જળધિ પાન પળ, વિખરંતા સો વાયદો;
જીવતર યથા જીવ જાણજે, એ કાળ કુદરત કાયદો.
ભજ પ્રાણીયા અરિહંતને, જે વૈદ્ય ભવ રોગો હણે;
આ છંદ સાંકળચંદ માહાવીર મંડળી હરખે ભણે.
અરે જીવ. ૪

---

## મોક્ષાર્થીને વંદના.

રાગ બિભાસ.

જુઓરે જુઓરે જૈનો ! કેવા વ્રતધારી ?

કેવા વ્રતધારી, તેને વંદના અમારી.—જુઓરે૦એ ટેક.
જુઓ જુઓ જંબુસ્વામિ, બાળાવયે બોધ પામી,
તજ્યું રાજ્યરુદ્ધિ જેણે, તજી આઠ નારી;
તજી આઠ નારી, તેને વંદના અમારી. જુઓરે૦ ૧
ગજસુકમાળમુનિ, ધગે શિરપર ધુનિ,
અડગ રહ્યા તે ધ્યાને, ડગ્યા ન લગારી;
ડગ્યા ન લગારી, તેને વંદના અમારી. જુઓરે૦ ૨
કોશ્યાના મંદીર મધ્ય, રહ્યા મુનિ સ્થુળિભદ્ર,
વેશ્યાસંગ વાસ્યો તોયે, થયા ન વિકારી;
થયા ન વિકારી, તેને વંદના અમારી. જુઓરે૦ ૩
સતી તો રાજુલ જેવી, જગમાં ન જોડી એવી,
પતિવ્રત માટે કન્યા, રહી એ કુંવારી;
રહી એ કુંવારી, તેને વંદના અમારી. જુઓરે૦ ૪
જનકસુતા જે સીતા, વરસ તો બારે વીત્યાં;
ઘણું દુઃખ વેઠયું તોયે, ડગ્યાં ન લગારી;
ડગ્યાં ન લગારી, તેને વંદના પમારી, જુઓરે૦ ૫
સતી કળાવંતી નામે, થયાં શંખપુર ગામે,
કર નિજ કાપ્યા તોયો, રહ્યાં ટેક ધારી;
રહ્યા ટેક ધારી, તેને વંદના અમારી. જુઓરે૦ ૬
દુઃખડાં તો દીધાં દેવે, સહ્યાં એતો કામદેવે,
ઘણું દુઃખ વેઠયું તોયે, ડગ્યા ન લગારી;

ડધ્યાન લગારી, તેને વંદના અમારી જુઓરે૦ ૭
ધન્ય ધન્ય તે નરનારી, એવા દ્રઢ ટેકધારી,
જીવિત સુધાર્યું જેણે, પામ્યા ભવ પારી;
પામ્યા ભવ પારી, તેને વંદના અમારી જુઓરે ૦ ૮

---

## ગુરૂ અને શેઠનો સંવાદ.

ગુરૂ—અરે શેઠજી! કાલ સવારે લાલ બાગમાં મોટી જાહેર સભા ભરાવાની છે, જેની અંદર પધારવા માટે સર્વેને હેન્ડબીલ દ્વારાએ આમંત્રણ આપેલ છે. ત્યાં મોક્ષની ગતિ કેમ પ્રાપ્ત થાય, તે વિષે વિવેચન થશે માટે જરા ત્યાં પધારવા કૃપા કરશો.

શેઠ—હેન્ડબીલ તમારૂં ભાળ્યું, તેમાં દેખાડયું મોક્ષ પુરનું બારૂં; હાલ કામમાં નથી નવરાશ, ગુરૂરાજ મારા ઘડપણમાં ગોવિંદ ગાઇશું. ૧.

ગુરૂ—અરે શેઠજી! તમારે બબે તો દીકરા છે, છતાં સંસારની વ્યાધી કેમ મુકતા નથી?

શેઠ—મોટો છોકરો જુગારી થયો છે, નાનો છોકરો વિલાયત ગયો છે;
એવો ધમરોળ ચાલી રહ્યો છે, ગુરૂરાજ૦ ૨

ગુરૂ—અરે શેઠજી! તમારી તીજોરીની અંદર સાઠ

લાખ રૂપિયા તો રોકડા પડેલા છે, માટે જરા સમજો.

શેઠ—સાઠ લાખનીપુંજીને શું કરીએ, સાઠ અબજ તીજોરીમાં ભ-
રીએ ત્યારે કાંઇક શાન્તિ દીલ ધરીએ, ગુરૂરાજ૦ ૩

ગુરૂ—અરે શેઠજી! સાઠ લાખ ઉપરાંત આ મુંબઇ ઇલાકામાં રહી, વધુ પ્રાપ્ત કરી શકશો નહિ, માટે શેખસલ્લીના મનસૂબા મુકી દો.

શેઠ-યુરોપ આફ્રિકા સુધી વિચરશું, આસ્ટ્રેલીયાનું સોનું
સંઘરશું; અમેરીકાની લક્ષ્મી અહિં ભરશું, ગુરૂરાજ૦ ૪.

ગુરૂ—અરે શેઠજી! તમારે ત્યાં સો હોઢસો તો માળા છે, પચાસ તો મીલ પ્રેસ ને જીન છે; જેનાં વ્યાજ ભાડામાં ખાઓ પીઓ ને મજા કરો. અને વધુ ન બને તો પરમાત્માના નામની એકાદ માળા ફેરવો.

શેઠ-હજી થાશું હજાર મીલવાળા, ઉપર બારસેં બાંધશું માળા;
ગુરૂ કોની ફેરવીએ માળા, ગુરૂરાજ૦ ૫.

ગુરૂ—અરે શેઠજી! તમારી સાઠ વર્ષની ઉમર થઇ, કાળા પ્રીટી ધોળા થયા મોઢે કડચલી વળી ગઈ, ચાલતા અંગ ધ્રુજે છે, માટે જરા વિચારો; યાદ રાખજો કે મરતી વખતે કેડનો કંદોરો પણ લઇ લેશે.

શેઠ-સાઠ વર્ષની ઉમર છે અમારી, તે શું આંખે આવી છે તમારી;
હજી લાવવી છે નવી નારી, ગુરૂરાજ૦ ૬

ગુરૂ—અરે શેઠજી ! યાદ રાખજો કે, તમારે તમારાં કરણીનાં ફળ અવશ્ય ભોગવવાં પડશે. બિચારી નાજુક બાળાનો ભવ બગાડવા જેવું એક નિર્દય કામ તમારા જેવા અક્કલના ઓથમીરો થીજ બને. જ્યારે કર્મ ઉદય આવશે ત્યારે રોતા પણ છુટકારો થશે નહિં.

---

## અતિ જંજાળી શેઠને ગુરૂ મહાત્માનો ફટકો.

રાગ—ગઝલ કવ્વાલીનો.

અરે ઓ શેઠ ! જંજાળી, રહ્યો શું મોહમાં માલી;
ન જોયું આપ નિહાળી, રહ્યો જડભાવને ઝાલી. ૧
કંઈ કર હિત સંભાળી, પકડને પુણ્યની ડાળી;
કરી માયાજ તેં વા'લી, ગુમાવી જીંદગી ખાલી. ૨
વરસ આ સાઠ તો વિત્યાં, ન ગાઈ ધર્મની ગીતા;
કરી ના આત્મની ચિંતા, પકડશે કાળ ઓચિંતા. ૩
ભ્રમા મા ભ્રાતિમાં ભુલી, ફસા મા ફંદમાં ફુલી;
હૃદયની ચક્ષુ કર ખુલી, મગજ મુકી ન ખા થુલી. ૪
મળી આ દેહ બહુમુલી, ગયો દેવા વિષે ડુલી;
પકડી તેં પાપની પુળી, કનક મુકી ધમે ધુળી. ૫
મુસાફર બે દિવસનો તું, મુસાફરી બંગલે આવ્યો;
નથી આ બંગલો તારો, વૃથા તું બોલ મા મારો. ૬
કહું છું પ્રેમથી વ્હાલા, હવે લે હાથમાં માળા;

ઉપાધિનાં તજી જાળાં, હૃદયનાં ખોલને તાળાં. ૭
ઉમર આ રાખમાં રોળી, ન જોયું ચિત્તમાં ખોળી;
ગળી તેં ગર્વની ગોળી, ઉદકમાં જીંદગી બોળી. ૮
નથી ઘરબાર આ તારા, નથી સુત દ્રવ્ય ને દારા;
ધરી લે ધર્મના ધારા, કહ્યું મન માની લે મારા. ૯
હવે લે ચિત્તમાં ચેતી, ધરમની ખેડ ને ખેતી;
શિખામણ હું કહું કેતી, વૃથા તું પીલ મા રેતી. ૧૦
વિનયમુનિ વદે ભાવે, ગઝલ એ પ્રેમથી ગાવે;
સુબોધે સંત સમજાવે, સમય આવો ફરી નાવે. ૧૧

---

## આત્માને ઉપદેશ.

(રાગ—કુંવરી કુંવર મારા લાડકા.)

પ્રાણી અરે તેં આ શું કર્યું, કર્યો કાંઇ ન વિચાર;
એળે ગુમાવ્યો જન્મ તાહરો, સમર્યો નહીં કીરતાર. પ્રાણી. ૧
બાલ્યાવસ્થા ગાળી રમતમાં, મધ્યમે ગયો નિશાળ;
યુવાન અવસ્થા જતી રહી, કરતાં પાપ અપાર. પ્રાણી. ૨
પૂર્ણ અવસ્થા વહી ગઇ, કરતાં આળપંપાળ;
ધ્યાન ધર્યું નહિ પ્રભુતણું, રાખ્યા હૃદયે નહિ મલીનાથ. પ્રાણી. ૩
વૃદ્ધાવસ્થા આવી રહી, થરથર કંપે કાય;
વિચાર કરે તે સમે, થાશે શું પ્રભુને ત્યાંય. પ્રાંણી. ૪

માટે અરે પ્રાણીઓ, ભજો ભજો પ્રભુ નામ;
એળે જન્મ ન ગુમાવશો, રક્ષણ કરશે કીરતાર. પ્રાણી૦ ૫
સૌ સેવક તમને વિનવે, કરને કાંઇ વિચાર;
પ્રભુ ભજનનો નહિ મળે, આ અવસર વારંવાર પ્રાણી૦ ૬

---

## પરમાત્માની ભક્તિ.

(રાગ-સખીઓ નિજ નિજ નિતિ ધર્મ સંભાળીએ રે.)

સજ્જનો પરમાતમ પ્રભુને પાએ લાગીએ રે.
સાચો જગદીશ્વર ભવીજનનો તારણહાર;
તેની નિત્ય પ્રીતે ભક્તિ કરવી ભાવશું રે,
અર્પે અવિચળ શીવસુખ પરમ ધરમ દાતાર;
એવા જૈન પ્રભુના દર્શન સુખથી માગીએ રે ટેક.

**સાખી**–પાય નમો જીનરાજને, આતમ કાર્ય સિધાય;
ભય દુઃખ સહુ દૂરે ટળે, મંગળકારી થાય.
જાવું ઉપાશ્રયમાં, શુદ્ધ વસ્ત્રોથી સર્વને રે;
જેથી નાથ નિરંજન, પ્રભુના ગુણ ગવાય. એવા. ૧

**સાખી**–ભ્રમ્યા ભવાબ્ધિ ચક્રમાં, તોય ન પામ્યા પાર;
માટે ભવીજન ભવ તરો, ધરમ કરી આવાર.
જૈન શાસનના સિદ્ધાંતો, સાચા જાણીએ રે;
જેમાં ભક્તિ જુક્તિ, મુક્તિનો શુભ સાર. એવા૦ ૨

સાખી—અમૂલ્ય હીરો હાથમાં, છે જીન તેજ અપાર;
માટે શ્રી માહાવીર ભજો, થાય સફળ અવતાર.
એથી ઉત્તમ ગીત, આ સજ્જનોને સંભળાવીએ રે;
શીખ સહુ શુભ જાણી, અંતર રાખો નરનાર. એવા૦ ૩

## દારૂ નહી પીવા વિષે.

( રાગ-વીરા-વેશ્યાના યારી. )

અરે એ સજ્જન સારા, મિત્રો અમારા, સાંભળો સાચી વાત;
જૂઓ દારૂ પીનારા, નરકે જનારા, દુ:ખી થનારાં. સાંભળો. ટેક.
દારૂને પીતા થકારે, જે જન દુનિયા માંય;
લાજ ઘટેને પ્રીત હઠે રે, સમજો ને મનમાંય. અરે. ૧
લંપટ ને તે લાલચી જાણો, દુર્વ્યસની દુ:ખદાય:
સંગ કદી નહિ તેહનો કરવો, છાંડવાથી સુખ થાય અરે. ૨
કેફીજન બહુ એહવા દેખી, દીલમાં ઉપજે છે દુ:ખ,
તન ધન હરવા જૂઠ ઉચરવા, પામે નહી કાંઈ સુંખ. અરે. ૩
કૃષ્ણ નરેશ્વરે દારૂની સંગે, છોડયું દ્વારકા રાજ;
ભાન વિના થઈ સાંન ભૂલી જઈ, ભટકયા વનમાં અકાજ. અરે ૪
સાંભળી સાચી વાતડી રે, ધારજો મન કલ્યાણ;
દુ:ખદાયક દારૂથી દૂર રહી, પામજો સુખ સુજાણ. અરે. ૫

## શ્રી ધર્મનાથજીનું સ્તવન.

( રગ—મારા હૈયા કેરા હાર. )

તારો ધર્મ જીનેશ્વર, ધુરંધર નાથજી રે;
ત્રાતા હું ડુબું ભવદરીએ, ઝાલો હાથજી રે. તારો ટેક.
ત્રીભોવન સ્વામિ અંતરજામી,
શીવરામી તુજમાં નહિ ખામી;
હું અથડાયો ભવો ભવ, શું કહું તાતજી રે. તારો, ૧
વિષય રાગમાં હું મલકાયો,
પરદારા દેખી લલચાયો;
રસના રસમાં મેં નવ જોઇ રાતજી રે. તારો, ૨
મેં ઉથાપી આણુ તમારી,
પણ પ્રભુજી તુમ પરીણતી સારી;
વર્ધક મંડળ વિનવે આવું સાથજી રે. તારો. ૩

---

## શ્રી વીર જીનેશ્વરને અરદાસ.

( રાગ-મારા હૈયા કેરા હાર. )

વ્હાલા વીર જીનેશ્વર, જન્મ જરા નીવારજો રે;
પ્યારા પ્રભુજી પ્રીતે, મુજ શીરપર કર સ્થાપજો રે.
ત્રણુ રત્ન આપો પ્રભુ મુજને.
ખોટ ખજાને કો નહીં તુજને;
અરજી ઉર ધારી, કરમ કટક સંહારજો રે. વહાલા. ૧

કુમતી ડાકણ વળગી મુજને,
નમી નમી વિનવું હે પ્રભુ તુજને;
એ દુઃખ દૂર કરવા, વ્હેલા આવજો રે. વ્હાલા. ૨
આ અટવીમાં ભૂલો પડીઓ,
તું સાહેબ સાચો મુને મળીયો;
શેવકને શીવપુરની સડક બતાવજો રે- વ્હાલા. ૩
અરજી ઉચારી શ્રી જીન આગે,
માહાવીર મંડળ પ્રભુપદ માગે;
મ્હેર કરી મહારાજ પ્રાણને તારજો રે. વ્હાલા. ૪

---

# સુશ્રાવિકાઓને વ્યાખ્યાનમાં ગાવાની ગહુલીઓ.

---

## ॥ ગહુલી ૧ લી. ॥

---

( " ગોકુળની ગોવારણી મહી વેચવા ચાલી " –એ રાગ. )
આજ ભલો ઉપદેશ છે, બ્હેની સાંભળો ભાવે;
વિષય કષાય ને વારજો, એવો અવસર નાવે. ૧
નિદ્રા મેલો પરનિંદા તજો, વિકથા નવ કરીએ;

ચંચળ મનને રોકીને, ધ્યાન ધર્મનું ધરીએ. ૨
પાંચ ઇંદ્રિના વિકારને, તજી લાજમાં રહેજો,
આત્મહીત વિચારવા, સુમતિ સંગે લેજો. ૩
ગુરૂની કૃપા મેળવી, કરો વિનય વિવેક;
જ્ઞાન ભણી ગણજો તમે, રાખજો રૂડી ટેક. ૪
વિષય કષાયના ભોગમાં, જે પડે તે સંસારી;
રઝળશે તે સંસારમાં તરે નહિ ભવ પારી. ૫
જોડી જાણો જુગતે કરી, પાંચે ઇંદ્રિના જોગ,
ઉમેદ વાર પૂરી થશે, જેને આતમ ભોગ. ૬

---

## ॥ ગહુલી ૨ જી. ॥

( " દોશીડાને હાટે ઘોડો અટકીને ઉભો રે " —એ રાગ. )

ધીરજ ધરને અરે અધીરા, વિચાર કરતું મન જોને;
શું લાવ્યો શું લઈ જવાનો, ખાવાને શું અન્ન જોને. ૧
ક્યાંથી આવ્યો ક્યાં જવાનો, ઠરી ન બેઠો ઠામ જોને;
સુખ લેવાને ધરમ ન કીધો, કરતો કામ નકામ જોને. ૨
પાપ કરીને સુખની ઇચ્છા, રાખે છે શું કામ જોને;
કરીશ તે ભોગવવાં પડશે, પહોંચીશ જમના ધામ જોને. ૩
પાછળથી પસ્તાવો થાશે, તે નહિ આવે કામ જોને;
આગળથી વિચારી વ્હાલા, રાખજે ત્હારૂં નામ જોને. ૪
મરનારાને રોમાં આતમ, રોનારાં નહિ રહેશે જોને;

જીવતરમાં છે જોખમ ઝાઝા, બદામ સાથે ન દેશે જોને. ૫
સ્વાર્થનાં સગા સહુ મળીયા, જોજે કરી વિચાર જોને;
લાલચથી લલચાણું લોભી, લટપટ કરે અપાર જોને. ૬
ધન ભાળીને આવી મળીયાં, ગરજે સગા હોય જોને;
મારા મારા કરમાં આતમ, ત્હારા નથી કોય જોને. ૭
ગરજે ઘેલા થઇને વળગે, ગરજ સરે નહિ કોય જોને,
ખરચી ખુટે પ્રેમજ તૂટે, બેઠા રહેશો રોય જોને. ૮
દુઃખ આવ્યે સૌ અળગા રહેશે, સુખમાં ભેળાં ભળશે જોને;
કામ સર્યે વેરી થઇ નડશે, કહેશે કયારે ટળશે જોને. ૯
એકીલો થઇ રહીશ તું તો, ફોગટ કૂટ્યો પહેલો જોને;
રે જીવ કોણ છે ત્હારે વ્હાલા, વળગી બેઠો ઠાલો જોને. ૧૦
વિચાર કરતાં ખબરજ પડશે, કોણ વેરી કોણ વ્હાલો જોને
પાપ કર્મનાં ભાતાં લઇને, દુર્ગતિમાં જઈ મ્હાલો જોને. ૧૧
જાગી જોને અરે અધીરા, સદ્દગુરૂની છે શાન જોને;
ઉમેદચંદ્રના મનમાં ગમશે, ધરશે નિર્મળ ધ્યાન જોને. ૧૨

---

## ॥ ગહુલી ૩ જી. ॥

( " આવોને નંદલાલ રમવા આવોને રે. "—એ રાગ. )

( સાત વાર. )

આદિતે આપ વિહાર કરીને; ગામો ગામમાં પાવ ધરીને,
ઇરીયા પંથ વરીને, મુનિવર શાતામાં રહેજો;

સુખ સંદેશા કહેજો, મુનિ ફરી દરશન દેજો. ૧
સોમવારે શિષ્ય સંઘાતે લીધાં, લઘુ વયે જ્ઞાન રસ ભરી પીધાં,
ભવ સાગર અંત કીધા, મુનિવર શાતામાં રહેજો. સુખ૦ ૨
મંગળે મંગળિક મુનિવર ટોળી, ચાલે છે ગજગતે એકજ ઓળી;
મુકિતને‍ા મારગ ખોલી, મુનિવર શાતામાં રહેજો. સુખ૦ ૩
બુદ્ધવારે તમે બુદ્ધિના બળીયા, ઉપસમ રસની ઢાળમાં ઢળીયા;
ભાગ્ય ભલે મુનિ મળીયા, મુનિવર શાતામાં રહેજો. સુખ૦ ૪
ગુરૂવારે ગુરૂ જન ગુણગાતા, જ્ઞાન ગોઠ કરી ઉપજાવી શાતા;
ભાવિક મન હરખતા, મુનિવર શાતામાં રહેજો. સુખ૦ ૫
શુક્રવારે સુમતિ લઇ સાથે, હળી મળી રહેજો એકજ વાતે;
જીવ જતન કરજો ખાંતે, મુનિવર શાતામાં રહેજો. સુખ૦ ૬
શનીવારે શુભ ભાવમાં રહેજો, વહેલા વહેલા મુનિ દરશન દેજો;
વિનંતિ હમારી લેજો, મુવિર શાતામાં રહેજો, સુખ૦ ૭
સંયમ જતના કરીને વિચારજો,શાન્ત સ્વભાવમાં નિતનિત ઠરજો;
ભવસાગર વહેલા તરજો, મુનિવર શાતામાં રહેજો. સુખ૦ ૮
ધર્મી સંઘ સર્વે અરજ કરે છે, ગુરૂ બોધ વિના ખોડ પડે છે;
તેથી વિજોગ નડે છે, મુનિવર શાતામાં રહેજો. સુખ૦ ૯
ચાડવિના કદી વેલો ન ચડશે, શુર વિના જેમ વિર ન લડશે;
ગુરૂ વિના જ્ઞાન ન જડશે, મુનિવર શાતામાં રહેજો. સુખ૦ ૧૦
શેષ કલ્પ કરી કરજો ચોમાસા, ઢળશે સુખ માગ્યાં હાવના પાસા;
અમને છે તરવાની આશા, મુનીવર શાતામાં રહેજો. સુખ૦ ૧૧

વિદેશમાં જઇ વેહેલેરા વળજો, તરણ તારણ તમે બોલથી પળજો;
ઉમેદ વારથી મળજો, મુનિવર શાતામાં રહેજો. સુખ૦ ૧૨

# દીવાળીનું સ્વતન.

## ॥ ગુહલી ૪ થી. ॥

( " ચિત્ત ચોખે ચોરી નવ કરીયે રે."—એ રાગ. )

રમતી ગમતી અમુન સાહેલી, બેહુ મળી લીજીએ એક તાલી રે;
સખી આજ અનુપમ દીવાળી.—એ ટેક.
લીલ વિલાસે પૂરણ માસે, પોષ દશમ નીશી રઢિયાળી રે. સ૦ ૧
પશુપંખી વસીયા વનવાસી, તે પણ સુખીયા સમકાલી રે; સ૦
એણી રીતે ઘર ઘર ઓછવશે, સુખીયા જગતમાં નરનારી રે સ૦ ૨
ઉત્તમ ગૃહ વિશાખા જોગે, જનમ્યા પ્રભુ જી જયકારી રે; સ૦
સાતે નરકે થયા અજવાળા, સ્થાવરને પણ સુખકારી રે. સ૦ ૩
માત નમી આઠે દિગ્‌કુંવરી, અધો લોકની વસનારી રે; સ૦
સુતી ઘર ઈશાને કરતી, જોજન એક અશુચી ટાળી રે. સ૦ ૪
ઉર્ધ્વલોકની આઠ કુમારી, વરસાવે જલ કુસુમાલી રે; સ૦
પૂરવ રૂચક આઠ દર્પણ ધરતી, દક્ષિણની અષ્ટ કળશાળીરે. સ૦ ૫
આઠ પશ્ચીમની પંખા ધરતી, ઉત્તમ આઠ ચમર ઢાળી રે; સ૦
વિદિશીની ચૌ દીપ ધરંતી, રૂચક દ્વિપની ચૌબાલી રે. સ૦ ૬

કેલી તણા ઘર ત્રણ કરીને, મર્દન સ્નાન અલંકારી રે; સ૦
રક્ષા પોટલી બાંધી બેહુને, મંદીર મેલ્યા શણગારો રે. સ૦ ૭
પ્રભુ કમળે અમારી ભમરી, રાશ રમંતી લટકાળી રે; સ૦
પ્રભુ માતા તું જગતની માતા, જગ દિપકની ધરનારી રે. સ૦ ૮
માજી તુમ નંદન ઘણું જીવો, ઉત્તમ જીવને ઉપગારી રે; સ૦
છપન દિગ્કુંવરી ગુણગાતી, શ્રી શુભવીર વચન શાળી રે. સ૦ ૯

---

## કામલતાની કર્મકહાણીનો અદ્‌ભુત ચિતાર.

( ઇચ્છીએ નીશદીન એહવું દેવ, એ દેશી. )

શી કહું કથની મારી રાજ, શી કહું કથની મારી
મને કર્મેં કરી મહીયારી રાજ ॥ શી૦ ॥૧॥
શિવપુરનાં માધવ દ્વિજની, હું કામલતા ભીધ નારી ॥
રૂપ કળા ભરજોબન ભાવે, ઉરવંશી રંભા હારી રાજ. શી૦ ॥૨॥
પારણે કેશવ પુત્ર પોઢાડી, હું ભરવા ગઇ પાણી ॥
શિવપુરી દુશ્મન રાયે ઘેરી, હું પાણીયારી લુંટાણી, રાજ ॥શી૦॥૩॥
સુભટો એ નીજ રાયને સોંપી, રાયે કરી પટરાણી ॥
સ્વર્ગના સુખથી પણ પતિ માધવ, વિસરી નહિ ગુણ ખાણી રા. શી. ૪
વરસ પંદરનો પુત્ર થયો તવ, માધવ દ્વિજ મુજ માટે ॥
ભમતો યોગી સમ ગોખેથી, દીઠો જાતા વાટે રાજ ॥શી૦ ॥૫॥
દાસી દ્વારા દ્વીજને બોલાવી, દ્રવ્ય દેઇને દુઃખ કાપ્યું ॥
ચૌદસ નીશી મહાકાળી મંદીર, મન શું વચન મે આપ્યું રા, શી. ૬

ક્રારમી ચુંકે ચીસ પોકારી, મહીપતિ ને મેં કીધું ॥
એકાકી મહાકાળી જાવા; તુમ દુઃખે મેં વૃત લીધું રા. શી. ૭
વિસરી બાધા કોપી કાળી, પેટમાં પીડ થઈ ભારી ॥
રાય કહે એ બાધા કરશું; તિક્ષણુ ચુંક મટી મારી રા. શી. ૮
ચૌદસને દીન રાજા રાણી, એકાકી પગ પાળે ॥
મહીપતિ આગળ ને હું પાછળ, પોચ્યા બેઉ મહાકાળી રા. શી. ૯
રાજાએ નિજ ખડગ વિશ્વાસે, મારા કરમાં આપ્યું ॥
જબ નૃપ મંદિર માંહી પેસે, તવમેં તસ શીશ કાપ્યું રા. શી. ૧૦
રાયને મારી પતિને જગાડું, ઢંઢોળતાં નવિ જાગે ॥
નાગ ડસ્યો પતિ મરણુ ગયો તવ, ઉભય ભ્રષ્ટ થઇ ભાગી રા. શી. ૧૧
નાઠી વનમાં ચોરે લુંટી, ગુણુકાને ઘેર વેચી ॥
જાર પુરૂષથી જારી રમતા, કર્મની વેલ મેં સીંચી રા. શી. ૧૨
માધવ સુત કેશવ પિતુ શોધે, ભમી ગુણુકાને ઘેર આવે ॥
ધન દેખી જેમ દૂધ મંજારી, ગુણુકાને મન ભાવે રા. શી. ૧૩
ગુણુકાએ નિજ મુજને સોંપ્યો, જાણ્યું ન મે લલચાવ્યો ॥
ધીક ધીક પુત્રથી જારી ખેલું, કર્મેનાચ નચાવ્યો રા. શી. ૧૪
જારી રમતા કાળ વિત્યો કંઇ, એક દીન કીધી મેં હાંસી ॥
કયાંના વાસી કયાં જવાના, તવ તેણે અતથી પ્રકાશી રા. શી. ૧૫
દ્રઢ મન રાખી વાત સુણી મેં, ગુજ્જ મેં રાખી માસી ॥
પુત્રને કહે તમે દેશ સિધાવો, મેં દુનિયા વિસારી રા. શી. ૧૬
પુત્રને વળાવી કહ્યું ગુણુકાને, હાંહાં ધિક મુજ તુજને ॥

મહા પાતિકની શુદ્ધિ માટે, અગ્નિનું શરણ હો મુજને રા. શી. ૧૭
સરિતા કાંઠે મ્હેં સળગાવી, અગ્નિ પ્રવેશ મેં કીધો ॥
કર્મે નદીના પુરમાં તણાણી, અગ્નિએ ભોગ ન લીધો રા. શી. ૧૮
જલમાં તણાણી કાંઠે આવી, આહેરે જીવતી કાઢી ॥
મુજ પાપણીને સંઘરી ન નદીએ, આહેરે કરી ભરવાડી રા. શી. ૧૯
તે ભરવાડણ દહીં દૂધ લઇ, હું વેચવા પુરમાં પેઠી ॥
ગજ છુટયો કોલાહલ સુણીને, પાણીયારીને હું નાઠી રા. શી. ૨૦
પાણીયારીનું ફૂટયું બેડું, ધ્રુસકે રોવા લાગી ॥
દહીં દૂધની મટુકી મમ ફુટી, હું તો હસવા લાગી રા શી. ૨૧
હસવાનું કારણ તે પુછયું, વીરા અથ ઇતિ કીધું ॥
કેને જોઉં ને કેને રોઉં હું, દૈવે દુઃખ મને દીધું રા. શી. ૨૨
મહીયારીની દુઃખની કહાણી, સુણી મૂર્છા થઇ દ્વીજ ને ॥
મૂર્છા વળી તવ હાંહાં ઉચરે, દ્વિજ કહે ધિક ધિક મુજને રા. શી. ૨૩
મા દીકરો બેઉ પસ્તાવો કરતાં, જ્ઞાની ગુરૂને મળીયા,
ગુરૂની દીક્ષા શિક્ષા પાળી, ભવના ફેરા ટળીયા રા. શી. ૨૪
એક ભવે ભવ બાજી રમતાં, ઉલટ સુલટ પડે પાસા ॥
નાના વિધ ભવોભવ સાંકળચંદ, ખેલે કર્મ તમાસા રાજ શી. ૨૫

---

## દીવાળીના પ્રસંગે દારૂમાં દેવતા ને પૈસામાં પાણી.

(સુણ ચતુર સુંજાણ પરનારીશું પ્રીત કબુ નવ કીજીએ.)

કેવો આ ચાલ, લક્ષ્મીમાં હાથેથી લાહ્ય મુકાય છે;

સમજુ નરનાર, પરદેશી પૈસાને ઘસઠી જાય છે.
વગડો વેઠી ધંધો કરતાં, મહા કષ્ટ સહી નાણું રળતાં;
લ્હાહો મુકવામાં નથી ઠરતાં, કેવો આ ચાલ. ૧
લક્ષ્મી દઇને દારૂ લેવો, સળગાવે છે જંતુ તેઓ;
જમ કે જન શું તેને કહેવો, કેવો આ ચાલ. ૨
મળશે શું એથી લાભ કશો, હાથેથી હિંદ દુઃખી કરશો;
ના કામ કદી એ આદરશો, કેવો આ ચાલ. ૩
ડાના જન શીખ ઉરે ધરશો, આ કાર્ય કદી નહિ આદરશો;
સજ્જન મહા પાપ ગણી ઠરશો, કેવો આ ચાલ. ૪
પાણી પૈસાનું થાય ઘણું, પણ લે બમાણું તમાણું,
લવલેશ નથી જોતાં જમણું, કેવો આ ચાલ. ૫
ખોસ્સા પર કાતર નવ ધરીએ, કુચાલ કુળેથી પરહરીએ;
વ્યાખ્યાન ગુરૂ કહે તે કરીએ, કેવો આ ચાલ. ૬
લાખોના છે ઢીલા લમણા, ધંધાવિણુ ધનના છે શમણાં;
અન્ન વિણુ જમતાં નીજ ભાઈ ઘણાં, કેવો આ ચાલ. ૭
મીઠી વસ્તુ મળતી સારી, તે લાવી કરજો દીવાળી;
દારૂ મુકે છે ઘર બાળી, કેવો આ ચાલ. ૮
વ્યાખ્યાન તણી વાણી સારી, કેશવ કૃત શુભ ગહુલી ગાઈ;
જીવ હાથે નવ મુકો ભાઈ, કેવો આ ચાલ. ૯

# ઉપદેશી સજઝાય.

હાંરે ભાઇ વાર ન કોઈથી થાય રે, કાયા ગઢ ઘેર્યો;
એનો જીવ એકીલો જાય રે. કાયા. એ ટેક-
સગાં વહાલાં સર્વે વીંટીને બેઠાં, (૨)
મુખડે પાણીડા ટોવે રે; કાયા૦ ૧
પીતા રૂવે રે એની પરણી રૂવે; (૨)
એના પોંચા પકડીને રોવે માત રે. કાયા૦ ૨
બેટો રૂવે રે એની બેટી રે રૂવે, (૨)
એના બંધવથી દુઃખ ન લેવાય રે. કાયા૦ ૩
સગા વહાલાં સર્વે વીંટીને બેઠાં, (૨)
પછે હંસ એકલડો જાય રે. કાયા૦ ૪
ચકલા સુધી રે એને સર્વે વોળાવે, (૨)
પછી પ્રીત પલકમાં તોડી રે. કાયા૦ ૫
બારમું તેરમું ને માસ છમાસી, (૨)
એની વરસી કોઈ ન સંભાળે રે, કાયા૦ ૬
એવું જાણીને જે કોઈ જૈન ધર્મ કરશે, (૨)
એનો મુક્તિમાં થાશે વાસ રે. કાયા૦ ૭
સંવત અઢાર ને વરસ સત્તાવીશ, (૨)
બે કર જોડી ઋષી કહે ભગવાન રે, કાયા૦ ૮

---

## નરનારીને ઉપદેશ.

(રાગ—લાવણી. મુજ ઉપર ગુજરી. )

અતિ પાપ ભર્યો સંસાર, દુખનો દરિયો,
ખોટો દુનિયાનો ખેલ દોષનો ભરિયો;
માયાની ખોટી જાળ, પાપ દેનારી,
ધિક્કાર દુષ્ટ સંસાર,ગણો નરનારી. ૧

ક્ષણ ક્ષણમાં અગણિત દોષ થાય છે અંગે;
માથે લેવી જાળ સગાની સંગે;
બાજીગર કેરો ખેલ જુઓ ઉર ધારી,
ધિક્કાર દુષ્ટ સંસાર ગણો નરનારી. ૨

ધિઃક સગા સંબંધી સર્વ ધિઃક સગાઇ,
ધિઃક પત્નિ ને પરિવાર અતિ દુઃખદાઈ;
ધિઃક દેહ ભક્તિ વિના પાપ રૂપ અતિ ભારી,
ધિક્કાર દુષ્ટ સંસાર ગણો નરનારી. ૩

જે જન્મ પામીને ધર્મ કરે નહિં ભાવે,
ધિક્કાર તેહી નરનાર નરકમેં જાવે;
ધિઃક સ્વપ્ન જેવો સંસાર ઝાળ દુઃખીયારી,
ધિક્કાર દુષ્ટ સંસાર ગણો નર નારી. ૪

ધિઃક શાસ્ત્ર સૌ કહે વિશ્વને નિત્યે,
શું મોહી રહ્યા તેમાં મીત્ર તમે બહુ ચીત્તે;
મુનિ માણેકચંદ્રની શીખ લીયો ઉર ધારી,
ધિક્કાર દુષ્ટ સંસાર ગણો નરનારી. ૫

## ચેતનને શિખામણ.

( રાગ-પુનમ ચાંદની. )

સજજનો ચેતો ચેતો અવસર રૂડો જાય છે રે,
પીતા જાણે પુત્ર મારો મોટો થાય;
પણ તે ભૂલ ઘણી આવરદા ઓછી થાય છે રે. ટેક.
**સાખી**—બાળપણ બુદ્ધિ વિના, જુવાનીમાં ગુમાન;
ઘડપણ આવ્યું દોહલું, કાયાનું નહિં ભાન.
મોશમ ત્રણે રૂડી ચાલી ગઇ તુજ હાથથી રે,
ખોટા ન્હાના કાઢી કીધો નહી સત્કાર. સજજનો. ૧
**સાખી**—ધમણ ધમતી રહી ગઇ, બુઝી ગયો અંગાર;
એરણ ટકોરો લઇ રહી, ઉઠી ગયો લુહાર.
ધમણ ચાલુ છે ત્યાં કર બધો વિચાર તું રે,
ઘડને હૃદયમાં રૂડા ઘાટ. સજજનો. ૨
**સાખી**—હંસગતી હાથે કરી, ગુમાવો નહીં ભાઇ;
મોતી ચરવા મૂકીને, કાદવમાં મન જાય.
વારે વારે હંસગતી હાથે નહિં આવશે રે,
માટે સમજી સમરો ચિત્તે શ્રી અરિહંત, સજજનો. ૩

---

## સંસાર અસાર વિષે.

( રાગ-લાવી લાવી લાવીરે મહારાણી. )

જાણી જાણી જાણી રે,
મેં તો જૂઠી જગત રીત જાણી. ટેક.

જોબન તારૂં જરૂર જવાનું (૨),
થશે બધું ધુળધાણી રે, મેંતો. ૧
સર્વેને એક દીન જાવું અચાનક (૨),
હોય રાજાકે ભલે રાણી રે, મેંતો. ૨
પરણ્યાને દીન પાંચ થયા ત્યાં તો (૨)
ઓચિંતાની રંડાણી રે. મેંતો. ૩
એક ઘેર રૂડા ગીત ગવાયે (૨),
બીજે કાણુ મંડાણી રે, મેંતો. ૪
જેહ સ્થળે સ્ત્રીઓ મંગળ ગાતી (૨),
ત્યાં પીટણીઓ પીટાણી રે. મેંતો. ૫
લક્ષ્મીવંત તું હશે કદી તો (૨),
કરશે તુને તાણા તાણી રે, મેંતો. ૬
કર્મ કઠણથી તું નિર્ધન બનીયો (૨),
પાશેર ન પાશે કોઇ પાણી રે, મેંતો. ૭
છતે બળે બળહીન બનીયો (૨),
અજ્ઞાનની એ એંધાણી રે, મેંતો. ૮
અનંત જ્ઞાની એવા આતમ ઉપર (૨),
કર્મની છાલ છવાણી રે. મેંતો. ૯
જાણ્યા છતાં જોતો નથી જરીએ (૨),
કરવી કેટલી કહાણી રે. મેંતો. ૧૦
સંત શિષ્ય કહે મુજને લાગે (૨)
વાલી તે વીરજીની વાણીરે, મેંતો. ૧૧

## જગતની જુઠી માયા વિષે.

(રાગ—આશા ગોડી.)

જૂઠી જગતની માયા, અહો બંધુ જૂઠી જગતની માયા, ટેક.
જે પર તું નિત્ય પ્રેમ ધરે છે, પણ નહી એ તુજ માયા અ૦
રાક્ષસી કેરૂં રૂપ લઈને, ચૂસે છે તારો કાયા, અ૦
રાગ દેખાડી અંધ કરે છે, પણ છે વાદળ છાયા અ૦
ઈંદ્રજાળ કરીને તુજને ફસાવે, ભૂલ્યા સુરી નર રાયા, અ૦
સગાં કુટુંબ સહુ સ્વારથે તારા, પણ નહીં અંતે સખાયા અ૦
ચીહુ ગતિમાંહિ જીવ ભમે છે, વેશ ધરે જયું ભવાયા, અ૦
જાવું એકીલું દેહ છોડીને, આવે કર્મ કમાયા. અ૦
પાપ બાંધીને કર્મ કરો પણ, કામ ન આવે માયા; અ૦
ધામ ધરા ધન ધુળ ગણી તું, ભજ ભય હર જીનરાયા, અ૦
રત્ન કહે તું સમજ કરીને. બાંધ ધર્મના પાયા. અ૦

---

## સટોરીયાને શિખામણ.

(છપ્પો.)

સટ્ટો શત્રુ જાણ, જરૂર જન લાજ ગુમાવે,
આપે કષ્ટ અપાર ફૂગમાં આગ લગાવે.
ટળે ત્વરાથી ધન, અને પરમેશ્વર રૂઠે,
ભુવન કરોદે ભસ્મ, બોલતાં શીખે જુઠે.
સટ્ટેથી વહેવાર સુખ, પળમાં વીણસી જાય છે,
સટ્ટાના કરનાર સહુ, અંતે દુખીયા થાય છે.

( રાગ-ચાબખાનો )

ખરેખર સ્વાદ છે ખારો રે, સટ્ટામાં સુખ ન ધારો રે, ટેક.
કુળ કલંકીત થાયછે તેથી, જાય છે જશ જરૂર;
વાય છે વાયરો જે જન ને તે, ખાય ખત્તા ભરપુર
આવે ના દુઃખનો આરો રે. સટ્ટામાં. ૧
કાયા કસ્યા વિણુ નાણું કમાવે, મુરખ જાણે મનમાંય.
અક્કડ વસ્ત્રો પહેરીને ફક્કડ, જોટાનાં પાટીયે જાય;
મળે જયાં સંગ નઠારો રે. સટ્ટામાં ૨
ખાધા દીધા કહી પાડે બરાડા, નાચે કુદે મકલાય.
તાર આવ્યો ને ભાવ જાણ્યો કે, તાવ ચડે છે ત્યાંય;
હારેલા ધ્રુજે હજારો રે, સટ્ટામાં. ૩
દેવું દેવાને નાણું ના હોય, તો હડકાયા થાય.
મુખ વી... કાંઈ માગે ઉછીનું, આમથી તેમ ચહાય;
આવે ભીખ માગવા વારો રે. સટ્ટામાં. ૪
ભાવતા ભોજન જે જમતારે, માગતાં ઘેર ઘેર.
તોયે ન પુરૂં પેટ ભરાયે, હાલ થયા તે પેર;
વહે આંસુ અંખીયારા રે. સટ્ટામાં. ૫
લાખોના લેખાં જે ઘેર થાતા, તે નર પડયા પાય,
શેર મીઠું ના નામે લખાતું, જયાં ત્યાં હડધુત થાય;
પડે પુરા ફીટકારો રે. સટ્ટામાં. ૬
સટ્ટો સહુ જનને દુઃખદાઇ, ખટ્ટો છે સ્વાદ અથાગ;

બટ્ટો લગાડે બાપના નામને, કટ્ટો એ કાળો નાગ,
માટે મમ વીર વિચારો રે. સટ્ટામાં. ૭

---

## શ્રાવકને શિખામણ.

( રાગ—કેરબો. )

શું સુકૃત કીધું સાર, તું તો શ્રાવકનો અવતાર,
જીવડા જીનજીને સંભાર, નહિતો નરકમાં જાનાર;
આ નરકમાં જાનાર, ત્યાં તો ખાશો જમના માર. શું ૦ ૧
આપ બડાઇ કરીને અતિશે, મોટો થઈને માણ્યો;
શ્રાવકપણું તો સમજ્યો નહીં, ને હડફ હુક્કો તાણ્યો. શું ૦ ૨
હાલ ચાલને હોકો પીવા, તલપ તમાકુ કેરી,
ચલમ ચીપીયો હાથમાં ઝાલી, નેહ ને પુકતો તાણી. શું૦ ૩
ખાઈ પીને સુતો ખાટલે, ફડફડ હુંકો તાણ્યો;
ઝોલા ખાતા ઢળી પડયો, હુક્કો ભીંતે મૂક્યો. શું ૦ ૪
કીડી મકોડી કરોળીયાને, મચ્છર તણો નહિં પાર;
તડ તડ તુટે ધાણી ફુટે, અગ્નિમાં પોકાર, શું૦ ૫
પોતાના એ પ્યારા બચ્ચાને, પ્રીત કરીને પાળે;
અવાચક જીવોને આગ લગાડી, અડધી રાત્રે બાળે. શું૦ ૬
અવાચક જીવોને આગ લગાડી, દીધું ભારે દુઃખ;
દુઃખીયા જીવોની દયા ન જાણી, કયાંથી પામે સુખ. શું૦ ૭
પુરવ પુન્યે પામ્યા તમે, ઉંચ કુળ અવતાર;

હોકો બીડી અફીણુ તમાકુ, છોડી દ્યો નરનાર. શું૦ ૮
કોઇ કીતાબે કહ્યો ન હુકો, હીંદુ મુસલમાન;
કરમ ધર્મની ખબર ન જાણી, ખોઇ બેઠો ઇમાન. શુ૦ ૯
આ અવસર એવો નહીં આવે, ફરીને વારંવાર;
માની લ્યો પંડિત સુંદરલાલનું, ઉતરવા ભવપાર. શું૦ ૧૦

---

## નઠારી પ્રકૃતિ વિષે.

( રાગ—મુરખે નાર કુભારજા આણી. )

સુધરી કયમ બને સારી, જેની પડી પ્રકૃતિ નઠારી. ટેક
મુખેથી મોર જેમ મીઠું બોલે, કેડે તે રાખે કટારી;
કંથવાને દેખી કરૂણા બતાવે, માણસને નાંખે મારી, સુ૦ ૧
તોલાને ત્રાજવા તરકટ ભરેલાં, માપમાં મેળ ન લગારી;
જુઠું તો જીભની સાથે જડેલું, સાચાને મેલ્યું સુવારી.સુ૦ ૨
ધર્મના કામમાં ધાંધલ મચાવે, ખરચ્યાની વાત લાગે ખારી;
પરમાર્થે તો પાપ લાગે પણ, સ્વાર્થે નાંખે સંહારી. સુ૦ ૩
પુરવ પુન્ય પર પાણી ફેરાવી, પાપમાં કીધી પથારી;
ઉંધા ચીના કરી આયુષ્ય ખોવા, વિવેક મેલ્યો વિસારી. સુ૦ ૪
કલ્પવૃક્ષને મારી કુવાડો, વીખની વેલડી વધારી;
જૈનનાં કુળમાં જન્મ ધર્યો પણ, ધર્મની રીત ન ધારી. સુ૦ ૫
ભકિતનો પાઠ તો ભૂલી ગયો, ને ઇર્ષાને અંગમાં ઉતારી;
સંત જનોનો છોડી સમાગમ, કુડાની કાઢે કચારી. સુ૦ ૬

સમજણ વિના તો બાંધે સામાયક, પડીકમણું બોલે પોકારી,
પોષો સજે પણ રોષો તજે નહિં, વાતુ ન છોડે વીકારી. સુ૦ ૭
સંતનો સેવક સરલ હશે તે, સમજીને લેશે સુધારી;
વાયો ન રે'શે વીર પ્રભુના તે, હોંશથી રહેશે હારી. સુ૦ ૮

---

## શ્રી મહાવીર જન્મકલ્યાણિકની ગહુલી.

( " પ્રવચનની પ્રભાવના નિત્ય કરીયે "—એ દેશી. )

વીર કુંવરની વાતડી કેને કહીયે, હાંરે કેને કહીયે રે કેને કહીયે;
નવિ મંદિર બેસી રહીયે, હાંરે સુકુમાળ શરીર. વીર૦ ૧
બાળપણુથી લાડકો નૃપ ભાવ્યો, હાંરે મળી ચોસઠ ઇંદ્રે મલ્હાવ્યો;
ઇંદ્રાણી મળી હુલરાવ્યો, હાંરે ગયો રમવા કાજ. વીર૦ ૨
છોરૂ ઉછાંછળાં લોકના કેમ રહિયે, હાંરે એની માવડીને શું કહીએ;
કહિયે તો અદેખાં થઇયે, હાંરે નાસી આવ્યાં બાળ. વીર૦ ૩
આમલી કીડા વસે વિંટાણો, હાંરે મોટો ભોરિંગ રોષ ભરાણો;
વીર હાથે ઝાલીને તાણ્યો, હાંરે કાઢી નાંખ્યો દૂર. વીર૦ ૪
રૂપ પિશાચનું દેવતા કરી ચાલ્યો, હાંરે મુજ પુત્રને લેઇ ઉછાળ્યો;
વીર મુષ્ટિ પ્રહારે વળીયો, હાંરે સાંભળીયે એમ. વીર૦ ૫
ત્રિસલા માતા મોજમાં એમ કહેતી, હાંરે સખીઓને ઓલભા દેતી;
ક્ષણ ક્ષણ પ્રભુ નામજ લેતી, હાંરે તેડાવે બાલ. વીર૦ ૬
વાટ જોવંતા વીરજી ઘેર આવ્યા, હાંરે માતા ત્રિસલાએ નવરાવ્યા;
ખોળે બેસાડી હુલરાવ્યાં, હાંરે આલિંગન દેત. વીર૦ ૭

યોવન વય પ્રભુ પામતાં પરણાવે, હાંરે પછી સંજમશું દીલ લાવે;
ઉપસર્ગની ફોજ હઠાવે, હાંરે લીધું કેવળનાણ. વીર૦ ૮
કર્મ સૂદન તપ ભાંખ્યું જીનરાજે, હાંરે ત્રણ લોકની ઠકુરાઈ છાજે;
ભકિત પૂજા કહી શિવ કાજે, હાંરે ભવીને ઉપગાર. વીર૦ ૯
શાતા અશાતા વેદની ક્ષય કીધું, હાંરે આપે અક્ષય પદ લીધું;
શુભ વીરનું કારજ સીધું, હાંરે ભાંગે સાદિ અનંત. વીર૦ ૧૦

---

## ચારતીર્થની અશાતના નહિ કરવાવિષે.

( રાગ " વિરકુંવરની વાતડી કેને કહીયે. " )

તીરથની અસાતના નવિ કરિયે, હાંરે નવિ કરિયેરે નવિકરિયે;
નવિકરિયે તો શીવ ગતિ વરિયે, હાંરે કરિયેતો દુર ગતિ પડીયે. તી.
ભગવતી સતક વીસમે ભાંખે વીર, હાંરે તિરથ કહિયે સુખની લીર;
હાંરે ભવ સમુદ્ર તારણ તીર, હાંરે તેનાં ચરણ સેવો નીતમેવ. તી.
પહેલું તિરથ સાધુજી સુખ કરિયા, હાંરે કહિયે જ્ઞાન ગુણના દરિયા;
હાંરે મુનિ દેશ વિદેશ વિચરિયા, હાંરે એતો પર ઉપકારને કાજ તી.
ગુણ સત્યાવિસ સાધુના સુખકારિ, હાંરે મોટા પાંચે મહાવ્રત ધારી;
હાંરે તપકિરીયા કરે ક્રોધ ટાળી, હાંરે મુનિ ક્ષમા ખડગ લહી સુર. તી.
અભયદાન દાતા પ્રતિપાલ, હાંરે માનમોહ પ્રમાદને વાર;
હાંરે વરસે વાણી અમોઘ ધાર, હાંરે ભવ પ્રાણીને હિતકાર. તી.
બીજું તિરથ સાધવી ગુણ ધરતી, હાંરે તપ બાહ્ય અભ્યંતર કરતી;
હાંરે ગુણ પહેલા તિરથના વરતી, હાંરે શીવરમણી વરવાને કાજ. તી.
ત્રીજુ તિરથ સાંભળો નરનારિ, હાંરે બારે શ્રાવકનાં વ્રત ધારી,

હાંરે પ્રતિ લાભે આહાર સુખકારી, હાંરે ફાસુક ચઉદે પ્રકારનું દાન. તી.
મનોર્થ ત્રણ ધરે શ્રાવક તેમ, હાંરે ત્રીજે ઠાણે કહ્યું વીરે જેમ;
નવ તત્ત્વ ધર્યા હૃયે હેમ, જેથી સમકીતમાં નહિ સંક. તી.
દેવ ચળાવ્યા નવિ ચલે સુખકારી, હાંરે એકવિસ શ્રાવકના ગુણ ભારી;
હાંરે નીત્ય જાપ જપે ધર્મ ધારી, હાંરે જેથી તુટે કર્મની જાળ તી.
ચોથું તીરથ શ્રાવીકા ભવી પેખ, હાંરે કહીયે સમકિત સીયલની રેખ;
હાંરે આગમ શ્રાવીકાના ગુણ દેખ, હાંરે લાભે ચોથા તીરથમાં તેમ. તી.
તીરથ ચારે જપો નિત્ય જાપ, હાંરે જેથી જાય પુર્વના પાપ;
હાંરે આતમ સુખ પ્રગટે આપ, હાંરે ભવી તીરથ ગુણ નીધાન. તી.
નંદી સૂત્રમાં ઉપમા સંઘને પ્રાણી, હારે સમુદ્ર આદે સાતે વખાણી;
હાંરે શશિ રવિ મહિધર જાણી, હાંરે રથ ચક્ર એ સાત. તી.
ઓગણીસેં એકતાલીસ આસો માસ, હાંરે વઢવાણકાંપ રહ્યા ચોમાસ;
હાંરે મુનિ મંગળજી કહે ઊલ્લાસ, હાંરે ભણતા સુણતા કોડ કલ્યાણ. તી.

---

## સંવત્સરી ક્ષમાપના.

વીર દાદાનાં વચનો તણા, અવળા કીધા મેં અર્થ;
યુકિત કરી મન વાળીયું, વય કીધી વ્યર્થ. તે મુજ મિચ્છામિદુક્કડં ૧
સાધુએ શિક્ષા દીધી ઘણી, ત્રણસેં સાઠે દિન;
પણ હું વજ્ર પત્થર બન્યો, થયો કાંઈ નવ ભિન્ન. તે મુજ. ૨
નામે ફક્ત શ્રાવક રહ્યો, કામા સાવજ ધુંસ;
દીકરીનો લીધો દોકડો, તેણે પરણ્યો થઇ ખુશ—તે મુજ. ૩
ગાય ગધેડથી ગયો, તિર્યંચથી પણ બેજ;

એકેન્દ્રિય સમ થઇ રહ્યો, આ શું જૈન વિવેક. તે મુજ. ૪
આવી અપાસરે માનમાં, કીધી ઠેલાઠેલ;
સમતા ઉડાડી સર્વની, ઉલટો કીધો મેલ. તે મુજ. ૫
જૈન થયો પણ વશ પડયો, પાંચે ઇંદ્રિને હાથ;
તજવાનું તે મેં આદર્યું, આલે નાખી બાથ. તે મુજ. ૬
ધર્મનો મર્મ જાણ્યા વિના, નિંદા કીધી અપાર;
પરધર્મની ટાપટીપમાં, મોહ્યો વાર હજાર. તે મુજ. ૭
શ્રદ્ધા વિના તપ વ્રત કર્યો, લાડુ લેવા ઇનામ;
જશ મોટઇમાં મરી રહ્યો, ખોયું મોક્ષ ઈનામ. તે મુજ. ૮
મારે મમતે કજીયા વધ્યા, ઘર સંઘની માંય;
નિર્જીવ વાતને કારણે, ભેદ પાડયા જ્યાં ત્યાંય. તે મુજ. ૯
શ્રાવકનો ભવ ભોગવું, કોઇ પૂર્વનાં પુણ્ય;
પણ મેં ફર્જ તણું કહી, ઉતાર્યું નવ ઋણ. તે મુજ. ૧૦
'પુત્ર' થઇ નવ સાચવ્યો, માત તાત વિવેક;
નારી લઇ નોખો થયો, દીધાં દુખ અનેક. તે મુજ. ૧૧
'ભ્રાત' થઈ મેં રોપીયાં, કલેશ દ્વેષનાં બીજ;
બંધુમાં છેટાં પડાવીયાં, શર્મે સમજ્યો નહીંજ. તે મુજ. ૧૨
'નાથ' થઈ નિર્લજ પણે, માર્યો નારીને માર;
શાન્તપણે શિખવ્યો નહીં, ધર્માધર્મ વિચાર. તે મુજ. ૧૩
'બાપ' બન્યો પણ બાળની, લીધી નવ સંભાળ;
ધર્મ વિદ્યાના દાન વિણ, રાખ્યો બાળને બાળ. તે મુજ. ૧૪

'સસરા થઇ મેં પાપીએ, વહુની લુંટી લાજ;
ધોળામાં નાખી ધુળ મેં, ભર્યો પાપનો ભાર. તે મુજ. ૧૫
'નોકર' નિમકહરામ મેં, લીધી લાંચ હરામ;
શેઠનું કાઢ્યું મુડ મેં, થયું મહાજન નામ. તે મુજ. ૧૬
'દેશી' બની નવ, દેશનું કીધું કાંઇ કલ્યાણ;
દેશના દુશ્મનથી મળ્યો, સ્વાર્થે અંધ અજાણ. તે મુજ. ૧૭
દ્રોહી બની દેશ રાજની, બાજી બગાડી સર્વ;
રંક પ્રજા રખડાવી ને, ઉલટું સમજાવ્યું સર્વ. તે મુજ૦ ૧૮
લવ મુજ સ્વારથ કારણે, રાજા રૈયત મધ્ય;
ભેદ પડાવ્યો ભુંડપ લઇ, મળશે નરક સદ્ય. તે મુજ. ૧૯
'શિષ્ય' બન્યો ગુરૂરાજથી, કીધાં ગર્વ ગુમાન;
શિખ ન જ્ઞાન શ્રવણે સુણ્યાં, રહ્યો છેક અજ્ઞાન; તે મુજ. ૨૦
આંખથકી મેં કોઈ દીન, ન કર્યું ગુરૂદર્શન;
વાંચ્યું ન સૂત્ર કે શાસ્ત્ર કાંઈ, પ્રિયામાંહી પ્રસન્ન. તે મુજ. ૨૧
કાન દઇ કથણી સુણી; પ્યારા પ્યારીનાં ગીત,
શાસ્ત્ર કથા સુણતાં મને, ઉંઘ આવી ખચીત. તે મુજ. ૨૨
પ્રભુ રસને ચાખ્યો નહીં, રસનાથી કોઇ વાર;
પ્રભુ કીર્તન ને સ્તવનમાં, સાચવ્યું મુખ દ્વાર. તે મુજ. ૨૩
ફુલ ગુલાબ અત્તર તણી, લીધી મ્હેં બહુ ગંધ;
સંત ચરણની રજ તણી, નવ લીધી સુગંધ. તે મુજ. ૨૪
કાયા કરી કુરબાન મેં, પરનારી પલંગ;

જપ તપ વ્રત નવ આદર્યાં, શેવ્યો નવ સત્સંગ. તે મુજ. ૨૫
'વેપારી થઇ મેં બહુ લખ્યાં, કુડાં નામાં ને લેખ;
તોલાં માપાં ને ત્રાજવાં, લજવ્યો શ્રાવક ભેખ. તે મુજ. ૨૬
બોલું કંઇ ને ચાલુ કંઇ; કરી માલમાં ભેળ;
ચોર લફંગાને સાહ્ય દઉં, આ શું જૈન વિવેક ! તે મુજ. ૨૭
નિચ સંગે ચડી સ્વાર્થને, સાધ્યો મારી શાંક;
નરક ટીકીટ લીધી હાથમાં, ખોયું નવટાંક નાક. તે મુજ. ૨૮
હુકમ છતે ન બાંધી શક્યો, ધર્મ ધંધાની પ્રાળ;
રંક ગળે છરી વાપરી, કંઇક ઘાલ્યા કુચાલ. તે મુજ. ૨૯
વેઠ ને વેરા વધારીયા, નાચ્યો નીચને હાથ;
થોડા પૈસાને કારણે, ભરી નરકની બાથ. તે મુજ. ૩૦
પગ પણ વાંકા ચાલીયા, અવળા ચલાવ્યા હાથ;
અવળાઇમાં અથડાઇ મુઓ, અંગ અઢારે વાંક. તે મુજ. ૩૧
બાળપણું ખોયું ખેલમાં, જોબન જોરૂ માંય;
ઘડપણમાં ડાહ્યો થયો, પણ ચાલે ન કાય. તે મુજ. ૩૨
સ્ત્રી કરતી'તી ધર્મને, દેતી વિદ્યાદાન;
કુંચી હતી મુજ પાસ તે, અટકાવી કરી સાન. તે મુજ. ૩૩
લોભી થઇ મેં નવ કર્યો, શ્રાવકનો ઉદ્ધાર;
જૈનશાળા આદિ નિંદીને, ભર્યો પાપનો ભાર. તે મુજ. ૩૪
શ્રાવિકા લાભના કામમાં, કર્યો રોષ અપાર;
દેતાં દાન મેં વારીયાં; છુટું તે કેણી વાર. તે મુજ. ૩૫

દેખું નજરે દુઃખ પામતાં, મારાં બંધુ તિર્યંચ;
ચકિત છતાં મડાગાંઠ થઈ, દાન દીધું ન રંચ. તે મુજ. ૩૬
ધન મારૂં તો ધર્યું રહ્યું, નાખ્યું સાથ લગાર;
તોય અટકાવ્યાં પારણાં, સંઘમાં કીધો ખાર. તે મુજ. ૩૭
ભુખે મરે મારા બંધુઓ, ધંધા વિણ લાચાર;
નજરે નિરાંતે નિહાળીઆ, ડગ્યો નવ તલભાર. તે મુજ. ૩૮
હું જમ્યે જગ સહુ જમ્યું, મારે ધન સ્થાને સ્થાન;
હું ઢાંક્યો જગ ઢાંકીયું, હું જ્ઞાનીથી જ્ઞાન. તે મુજ. ૩૯
પેટી પટારા પૂરણ ભર્યા, ધન ધાને ચિકાર;
પાછા વાળ્યા મુજ બંધુઓ, ઉલટો દઈ ધિક્કાર. તે મુજ ૪૦
છટકવા છળ કરીને કહું, અંતરાઇ જોગ;
અંતરાઇ બિચારી શું કરે, મન મેલું એ રોગ. તે મુજ. ૪૧
અપંગ અનાથ પશુ તણી, લીધી ન મેં સંભાળ;
અપંગ પશુ રખવાળને, ઉલટી દીધી ગાળ. તે મુજ. ૪૨
નરકખાના ઘર આંગણે, ખાળકુંડી ને કુંડ;
દુર્ગંધ દરદ વળી વધ્યાં, ઝેરી જંતુના ઝુંડ. તે મુજ. ૪૩
'જનની' બની જણવે સુરી, બાકી સમજી ન કાંય;
સંતાનો વણસી કરે, કુખ લજવી કમાઈ. તે મુજ. ૪૪
'વહુ' બની મેં વર વશ કીધો, નખરે નચાવ્યો હમેશ;
સાસુ સસરા સંતાપીઆ, ભજવ્યો ડાકણ વેષ. તે મુજ. ૪૫
'સાસુ' બની હું પાપણી, વહુને દીધી ગાળ;

ઘરની બનાવી વૈતરી, ન ગણી આપણી બાળ. તે મુજ. ૪૬
પાણીછાણી ને રાંધણું, આદિ જે ઘર કાજ;
વણ જોયે જીવ જમાડીયા, વધ્યું રોગનું રાજ્ય. તે મુજ. ૪૭
'સાધુ' થઇ પેટ કારણે, પાળ્યો નવ આચાર;
વ્હેમે બધાને ભોળવ્યા, હરીએ બોળ્યું નાવ. તે મુજ. ૪૮
કીધો ન લવ ઉપદેશ શુભ, શ્રમ લઇ શાસ્ત્રાભ્યાસ;
કાંકે મોં માગ્યું મળે, બનતા સર્વે દાસ. તે મુજ. ૪૯
'ગુરૂ' થઇ બેઠો હોંસે કરી; કોટે ઘંટીનું પડ;
જ્ઞાન સમાધી નેવે મુકે, બુડયો બુડાવ્યા સર્વ. તે મુજ. ૫૦
જંગલની બુદ્ધિ ગણી, દીધો ઢોકડો ખંત;
અંધ શ્રદ્ધામાં ઉતરી ગયો, છેતર્યો ભગવંત. તે મુજ. ૫૧
પાપ કરૂં જાણી જોઇને, તેનો 'ઢોકડો' નો'ય;
શિક્ષા મળે સરકારથી, ધર્મ ઢીલો કેમ હોય? તે મુજ. ૫૨
આજ પર્યુષણ તોય પણ, સંવત્સરી તોય;
ક્રોધ દ્રોહ છોડું નહીં, છુટકારો શે હોય? તે મુજ. ૫૩
ભલે મોમાં અપવાસ હો, ભલે સામાયક સોય;
ભલે પોષો પ્રતિક્રમણ હો, પણ મમત તો હોય—તે મુજ. ૫૪
ભવ પુરો થવા આવીઓ, રહ્યો પાછલો પહોર;
તોય ન સમતા દીલમાં વસી, મમતા કરી ગઇ જોર. તે મુજ. ૫૫
ગુરૂજી હું તો હવે ગળગળો, આવ્યો આશ્રયે આજ;
કોમળ કરો મુજ કાળજુ, ઉગારો મહારાજ! તે મુજ. ૫૬

ચાહે તો પાઓ જડીબુદ્ધિ, ચાહે દો વનવાસ;
અંગ ઉપાંગ છે આપનાં, હું તો આપનો ખાસ. તે મુજ. ૫૭
'મિચ્છામી દુક્કડ' કે'તાં ગયાં, વર્ષો મુજ અનેક;
નાવી સરળતા મુજ અંગમાં, આ તો અચરજ છેક. તે મુજ. ૫૮
અનુભવ કરી ઓ આતમા! છોડ સઘળી કુટેવ;
ધીરે ધીરે સૌ સારૂં થશે, જિન દેવ ને સેવ–તે મુજ. ૫૯
કસોજણુ આખા વર્ષનું, રાખે જૈની ગર્થ;
ઉડાડે આઠે દીનમાં, કરે અન્યમતિ અર્થ. તે મુજ. ૬૦
દેખે સુણે તેવું કહે, એ પર ધરશો ન રોષ;
કજીયાં કઢાપા ઉખેળીએ, એમાં એનો શો દોષ? તે મુજ. ૬૧
કોમળ બને જો કાળજું, છુટે હાથથી ધન;
વધરાનો થાય વિનાશ તો, પર્યુષણ ધન્ય ધન્ય. તે મુજ. ૬૨
આવા અનર્થો થઈ ગયા, હવે ન કરૂં એક;
તો તો પર્યુષણ પર્વ છે, નહિતર 'પળોજણ' છેક. તે મુજ. ૬૩
ગાય શીખે ને સાંભળે, વર્તે રાખી વિવેક;
પ્રાણજીવન તો જાણશે, પ્રભુજી શ્રાવક લેખ. તે મુજ. ૬૪



# આત્માને શિખામણ.

---

## ચેત ! ચેત ! ! નર ચેત ! ! !

( દોહરા. )

પરલોકે સુખ પામવા, કર સારો સંકેત;
હજી બાજી છે હાથમાં, ચેત ચેત નર ચેત. ૧
જોર કરીને જીતવું, ખરેખરૂં રણ ખેત;
દુશ્મન છે તુજ દેહમાં, ચેત ચેત નર ચેત. ૨
ગાફલ રહીશ ગમાર તું, ફોગટ થઇશ ફજેત;
હવે જરૂર હુંશીવાર થઇ, ચેત ચેત નર ચેત. ૩
તન ધન તે તારા નથી, નથી પ્રિયા પરણેત;
પાછળ સૌ રહેશે પડયાં, ચેત ચેત નર ચેત. ૪
પ્રાણ જશે જ્યાં પિંડથી, પિંડ ગણાશે પ્રેત;
માટીમાં માટી થશે, ચેત ચેત નર ચેત. ૫
રહ્યા ન રાણા રાજીયા, સુરનર મુનિ સમેત;
તું તો તરણા તુલ્ય છે; ચેત ચેત નર ચેત. ૬
રજકણ તારા રખડશે, જેમ રખડતી રેત;
પછી નર તન પામીશ કયાં, ચેત ચેત નર ચેત. ૭
માટે મનમાં સમજીને, વીચારીને કર વેત;
કયાંથી આવ્યો કયાં જવું, ચેત ચેત નર ચેત. ૮
કાળા કેશ મટી ગયા, સર્વે બનિયા સ્વેત;
જોબન જોર જતું રહ્યુ, ચેત ચેત નર ચેત. ૯
શુભ શિખામણ સમજ તો, પ્રભુ સાથે કર હેત;
અંતે અવિચળ એજ છે, ચેત ચેત નર ચેત. ૧૦

# તનપીંજર રૂપી શિખામણ.

( રાગ—આવરદા વ્યર્થ વીતાવી. )

પોપટ આરે પીંજર નહીં તારૂં,
અંતે ઉડી જાવું પરબારૂં. પોપટ. ટેક.
છે પરનું પણ પરિચયથી તું, માની બેઠો મારૂં
ક્યાંનો તું ક્યાંનું એ પીંજર (૨)
એ સમજે તો સારૂં. પોપટ. ૧
માંસ રૂધીરમય અતિ દુરગંધી, નર્ક સમાન નઠારૂં;
તું તેને કંચનમય માને (૨),
આવડું શું અંધારૂં. પોપટ૦ ૨
બીજા જોયા એવું આ પણ, નામે કેવળ ન્યારૂં;
સર્વ પ્રકારે સાચવ તોપણ (૨)
આખર છે પડનારૂં. પોપટ૦ ૩
સારાસાર વિચાર કરે તો, ભવસાગરનું બારૂં;
કેશવ હરી કારીગર તેનો (૨),
જીવ વિશ્વમાં સંભારૂં. પોપટ૦ ૪



# પુસ્તક મંગાવનારને સુચના.

| (ગુજરાતી લિપીમાં છાપેલાં.) | | (देवनगरी लिपीमां छापेलां) | |
|---|---|---|---|
| જૈન સઝાયમાળા ભાગ ૧ લો. | | प्रकरण संग्रह ( ३२ थोकडा ) | |
| બીજો. ત્રીજો. ચોથો. દરેકના.રૂ.૨–૦ | | रु. १ ) पाका पुंठाना | २–४ |
| શ્રી ઉપદેશ સાગર. | ૨–૮ | उतराध्ययनसूत्र | ६–८ |
| તીર્થંકર ચરિત્ર ( સચિત્ર ) | ૨–૮ | आचारंग सुत्र | ४–० |
| જૈન સુબોધ કથા સંગ્રહ | ૧–૪ | दसवैकालीक सुत्र | २–४ |
| શ્રી નરચંદ્ર જૈન જ્યોતિષ. | ૧–૮ | बृहतकल्प ( छेदसुत्र ) | १–४ |
| સુયગડાંગ સૂત્ર ભાષાંતર | ૧–૦ | जैन पाठमाळा | ०–१२ |
| જૈન તત્ત્વશોધક ગ્રંથ | ૧–૦ | जैन स्तुति(आवृत्तिउमी) | ०–९ |
| સદુપદેશ માળા. | ૦–૮ | उतराध्ययनसुत्र मुळपाठ | ०–८ |
| ઐતીહાસિકનોંધ(જૈનઇતિહાસ) | ૦–૬ | रामरास (केशराजजीकृत) | २–० |
| સામાયક પ્રતિક્રમણ અર્થસહીત | ૦–૬ | वैराग्यशतक भाषांतर, | १– |
| મુનિપતી ચરિત્ર. | ૦–૬ | धर्मतत्त्व संग्रह. | १– |
| જૈન સ્તુતી ( છંદ સંગ્રહ ) | ૦–૪ | सामायक प्रतिक्रमण, | ०– |
| નિત્ય નિયમ પોથી. | ૦–૩ | नित्य नीयम पोथी. | ०– |
| શ્રાવકની આલોયણા | ૦–૨ | बृहदालोयणा | ०– |
| મોહજીત રાજાનો રાસ | ૦–૨ | जैनवृत शिक्षापत्री | ०–२ |
| સમકિતસાર | ૦–૧૨ | | |
| ધર્મસાર | ૦–૧૨ | | |

ઉપર લખેલાં પુસ્તકો વિગેરે તમામ જાતનાં જૈન ધર્મના, તેમજ વર્તમાન નોવેલો. વિગેરે પુસ્તકો અમારે ત્યાંથી મળશે. સવિસ્તર લીસ્ટ જુદું છપાયેલ છે. નીચેના શીરનામે પત્ર લખવા તસ્દી લેવી.

**શ્રીભોવનદાસ રૂગનાથદાસ શાહ.**

આકા શેઠના કુવાનીપોળ.—અમદાવાદ.